રવીન્દ્રનાથ ટાગોર કૃત

# આનંદી

અનુવાદક :

મંગલમ્



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

# આમુખ

"આનંદી" નામક આ નવલકથા ગુજરાતી વાચકવૃંદના કરકમળમાં મૂકતાં આનંદી લાગણીઓ ઉપજે છે. ગુરૂદેવ રવીન્દ્રનાથ ટાગોરની રાજર્ષિ નવલકથા ઉપરથી તે ઉતારવામાં આવી છે. ગુરૂદેવે વર્ષો પર લખેલી આ કથામાંના સિદ્ધાંતો હજીયે જેવા ને તેવા અત્યારના જગતને લાગુ પડે છે. જુના યુગની આ કથા છે, એમ કોઇને ન લાગે. એથી ઉલટું જાણે નવા યુગના મંથનકાળમાં યે આ કથા જગતને આધારસ્તંભ રૂપ થઈ પડે એવી છે. દેવીને નામે અપાતાં હિંસક બલિદાનો અટકાવવા માટે લખાયલી આ કથાની વસ્તુગૂંથણી અતિશય સચોટ છે. ધાર્યો હેતુ એમાં પ્રબળ મનોમંથનો દ્વારા અને પ્રસંગપરંપરાઓની ઘટમાળ દ્વારા સિદ્ધ કરવામાં આવ્યો છે.

નવલકથાની વસ્તુગૂંથણી આ પ્રકારની છેઃ–આનંદી નામક એક નાની બાલિકાને, સરિતાતટે વહી રહેલી રક્તધારાઓ નિરખીને આઘાત થયો. ત્રિપુરાના મહારાજા ગોવિંદમાણિક્ય એ પ્રસંગે હાજર હતા. બાલિકાને એ આઘાતથી જ્વર આવ્યો. જ્વરસન્નિપાતથી એનું અવસાન થયું. આઘાતના પ્રત્યાઘાત રૂપ આ અવસાને મહારાજા પાસે દૃઢ પ્રતિજ્ઞા કરાવીઃ "મારા રાજ્યમાં હવેથી દેવીને નામે હિંસા નહિ થાય" મહારાજાની આજ્ઞા પછી દેવીમંદિરનો પુરોહિત રઘુપતિ પ્રપંચો કરે છે; મહારાજાના શિથિલ પ્રકૃતિના નાનાભાઈને ઉશ્કેરે છે. પોતાના પાલક–પુત્ર અને મહારાજાના ગુણપૂજક જયસિંહને પણ ઉશ્કેરે છે. મોગલસમ્રાટ શાહજહાંના પુત્ર સુજા સાથે તે મળી જઈને ત્રિપુરા રાજ્યનો દ્રોહ કરે છે; વિજયગઢના વૃદ્ધ કિલ્લેદારને ફસાવીને તેનો વિશ્વાસઘાત કરે છે. આ બધાં તેનાં કાર્યોમાં હિંસાના માનસનું પ્રબલ પ્રતિબિંબ પડે છે. પરંતુ જેમ નશાખોરનો નશો ઉતરી જાય અને

એને પશ્ચાતાપ થાય તેમ પ્રપંચો પછીની શાંત પળોમાં અને એકાંત સમયે, એ રાજપુરોહિતને અત્યંત પશ્ચાતાપ થાય છે. એની હૃદયવ્યથા શરૂ થતાં, જે પાષણમૂર્તિને ખાતર એણે સ્વાર્થ સાધ્યો હતો, તેના પર એને જ તિરસ્કાર વ્યાપી જાય છે; જગતપર વૈરાગ્ય આવી જાય છે. અને પછી, પવિત્રતા, મનુષ્યધર્મ, દયાધર્મ અને પરમાત્માની મહત્તા એને સમજાય છે. પરિણામે, અહિંસા પરમ ધર્મ છે, એ સનાતન મનુષ્યકર્તવ્ય રૂપ સિદ્ધાંતનો સંપૂર્ણ વિજય થાય છે.

કથામાં આ બધું બતાવવા માટે ચારિત્ર-ચિત્રણ ઉત્તમકોટિનું રખાયું છે. એક પણ સ્ત્રી પાત્ર કથામાં નથી— આનંદી બાલિકા સિવાય. મહારાજા ગોવિન્દમાણિકયનું ચારિત્ર-ચિત્રણ કથામાં વાચકને હૃદય પર અત્યંત અસર કરનાર ચીતરવામાં આવ્યું છે. એનુંજ બીજું પાત્ર બિલ્હન ઠાકુરનું છે. સરલ હૃદયના એ પરમહંસ સંન્યાસી, અસલના જમાનાના આપણા ઋષિમુનિઓનો ખ્યાલ આપે છે. સંન્યાસીની લોકસેવા, દુઃખી અને રોગીનાં ગૃહેગૃહમાં ફરીને, ત્ર્પ્રાતિ-બાધની પરવા નહીં કરીને, મનુષ્યધર્મ બજાવીને, દુઃખગર્તામાંથી મનુષ્યોને મુકત કરવાની કોશિષો અસરકારક છે.

વાર્તા એટલી બધી સુન્દર છે કે, તે વાંચ્યા પછી, વાચકને પવિત્ર અને નિર્મળ સરિતાનાં નીરમાંથી નાહીને બહાર નીકળ્યા જેવી લાગણીઓ થાય છે. જીવનમાં દયાધર્મ, વિશ્વબંધુત્વ, અહિંસા, પરોપકાર અને સમાન પ્રેમનો પવિત્ર બોધ મળે છે. મનુષ્યજન્મનું સાર્થક્ય કરાવનાર સાધન રૂપ જીવન – ગીતા તરીકે આ કથા અમર રહેશે.

આવી આ કથા શ્રી "મંગલમ્" ની કલમદ્વારા ગુજરાતીઓને ચરણે અમે ધરી છે. એમાં ગુજરાતી ભાષાની શુદ્ધિ જાળવવા, અને વિદ્યાપીઠના જોડણીકોશ મુજબ જોડણી રાખવા યથાશકય પ્રયાસ કરવામાં આવ્યો છે. ગુજરાતી પ્રજાને આ પ્રયાસ પસંદ પડશે, એવી આશા છે.

**પ્રકાશક**

## ૧

ભુવનેશ્વરીદેવીના મંદિરનો ઓવારો આરસના પથ્થરથી બાંધેલો હતો. તે ઠેઠ ગોમતી નદીના આંતર્પટ સુધી પહોંચલો હતો. ગ્રીષ્મઋતુના દિવસોમાં એક દિન પ્રાતઃકાલે ત્રિપુરાના મહારાજ ગોવિન્દમાણિક્ય ત્યાં સ્નાન કરવા આવ્યા હતા. એ જ વખતે એક અજ્ઞાન બાલિકા પણ પોતાના નાનાભાઈને સાથે લઈને તે ઘાટ ઉપર આવી. તેણે રાજાનું શેલું પકડીને પૂછ્યું:

"તમે કોણ છો?"

રાજાએ સ્મિત કરીને કહ્યું: "હું તારો સેવક છું."

બાલિકાએ પૂછ્યું: "સેવક! ત્યારે તો ચાલો, મને પૂજા માટે ફૂલ તો આપો!"

રાજાએ કહ્યું: "વારુ, ચાલ."

રાજાના તમામ નોકરો ચકિત થઈને કહેવા લાગ્યાઃ " મહારાજે પોતે શ્રમ લેવા કંઈ કારણ નથી. પછી અમે શા કામના ? "

મહારાજ બોલ્યાઃ " એણે મને કહ્યું છે. એટલે જ હું આ કામ કરૂં છું. "

મહારાજાએ એ અપરિચિત બાલિકાના મુખ તરફ એકવાર ટીકીને નજર કરી. તે દિવસનો વિમલ ઉષઃકાલ જે રીતે શોભી રહ્યો હતો તે જ મુજબ એ બાલિકાનું મુખમંડલ શોભતું હતું.

જે વખતે તે કુમારિકા રાજાનો હાથ ઝાલીને મંદિર સમીપ આવેલા બાગમાં ફરતી હતી તે વખતે ખીલેલાં લતાપુષ્પ પેરે તેના પ્રફુલ્લ મુખપુષ્પની સુગંધ તે ઉદ્યાનમાં અહીં તહીં ચોમેર પ્રસરતી હતી. નાનોશો બાલક પણ પોતાની બહેનનો હાથ ઝાલીને ચાલતો હતો. તે ફક્ત પોતાની બહેનને ઓળખતો હતો. રાજા સહિત તેને પરિચય થયો ન હતો. રાજાએ બાલિકાને પૂછ્યુંઃ " તારૂં નામ શું ? "

બાલિકાએ કહ્યુંઃ " આનંદી. "

રાજાએ તે નાના બાલકનું નામ પૂછ્યું પણ તે પોતાનાં મોટાં નેત્ર ચોળતો બહેનના મોં તરફ જોઈ રહ્યો. તેણે કાંઈ ઉત્તર દીધો નહિ.

આનંદી તેના ખભા ઉપર હાથ મૂકીને બોલીઃ " કહેને, મારૂં નામ " તાતા " છે. "

બાલકે પોતાના કોમલ અને નાનકડા હોઠ હલાવીને કહ્યુંઃ " મારૂં નામ તાતા છે. " એમ કહીને પોતાની બહેનની ઓઢણીમાં તેણે પોતાનું મોં લપાવી દીધું.

આનંદી રાજાને સમજાવવા લાગીઃ " એ હજી બાલક છે. એટલે જ બધાં એને તાતા કહીને બોલાવે છે. " નાના ભાઈ તરફ નીચી વળી તે બોલીઃ " મંદિર કહે જોઈએ ! "

બાલક બહેનના મુખ સામું જોતાં બોલ્યો: "લંદિલ." આનંદીએ ફરીથી રાજાને કહ્યું: "તાતાને આપણી પેઠે હજી મંદિર બોલી બતાવતાં આવડતું નથી. એટલે તે 'લંદિલ' કહે છે. 'સળી' કહે જોઈએ?"

બાલક કંઈ વાર થોભીને વિચાર કર્યા પછી બોલ્યો: "છલી," આનંદી હસવા લાગી. "આ તો 'સળી' પણ બરાબર ના બોલે! સળીને બદલે 'છલી' કહે છે!" એટલું કહીને આનંદીએ તેને ઝાલીને તેના મોં પર ચૂમીઓ કરી કરીને તેને અકળાવી નાંખ્યો ત્યારે જ છોડયો.

બહેન આજે પોતાની ઉપર આટલું બધું હેત શા માટે બતાવે છે, તે આટલું બધું કેમ હસે છે, એની સમજ તાતાને પડી નહિ તેથી પોતાનાં મોટાં નેત્ર ચોળતો અને વિચાર કરતો બહેન તરફ જ જોઈ રહ્યો.

મંદિર કિંવા સળી બોલતાં તાતાને આવડયું નહિ, એમાં સંશય ન હતો; પરંતુ આનંદી તાતા જેવડી નાની હતી ત્યારે મંદિરને બદલે 'લંદિલ' અને 'સળી'ને બદલે 'છલી' બોલતી હતી કે કેમ તેની અમને ખબર નથી તો પણ 'કડી'ને તે 'ધઈ' કહેતી હતી! આનંદી આવી હોશિયાર હતી તેથી જ તાતાના વિચિત્ર ઉચ્ચાર સાંભળીને તેને હસવું આવતું હતું! પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું શું હતું?

આનંદીએ રાજાને તાતા વિષે અનેક વાતો કહી. એક વાર એક વૃદ્ધ ધાબળી ઓઢીને આવ્યો હતો. તાતા તેને રીંછ કહેવા લાગ્યો. કેટલું બધું અજ્ઞાન! એક વાર એક આંબાના ઝાડ પર તાતાએ કેરીઓ જોઈ. તાતાએ તેને મરઘડાંનાં નાનાં બચ્ચાં સમજીને ઉરાડી મૂકવા માટે પોતાના હાથની તાળીઓ પાડવા માંડી હતી. આનંદી

કરતાં તાતા એક નિર્બોધ બાલક હતો એમાં તો શંકા નહોતી. એ જ વાત આનંદીએ અનેક સવિસ્તર ઉદાહરણ આપીને સિદ્ધ કરવા પ્રયત્ન કર્યા. તાતા ધ્યાન દઇને સાંભળતો હતો. તેને લાગતું હતું કે, આ વાતો પોતાના સંબંધી ચાલે છે. પણ તેને એમ ન લાગ્યું કે, આનંદીએ રાજાને જે વાતો કહી તેમાં મારી નિંદા કરી છે.

આ પ્રમાણે તે દિવસે ફૂલ તોડવાની પ્રાતઃકાલની વિધિની ઇતિશ્રી થઈ. તે બાલિકાનો ખોળો ફૂલથી ભરાઈ ગયો ત્યારે રાજાએ ભુવનેશ્વરીની આજની પૂજા પૂરી થઈ એમ માન્યું. આ બે સરલહૃદયી બાલકોના સ્નેહનાં દૃશ્યનું અવલોકન કરતાં, તેમનાં પવિત્ર હૃદયની આશા પૂર્ણ કરતાં, તેમને ફૂલ તોડી આપતાં, મહારાજાને જાણે દેવપૂજન સમાપ્ત થયું એમ લાગ્યું.

# ૨

એક જ દિવસનો અને ઘણા જ થોડા વખતનો સહવાસ થવા છતાં એ બન્ને ભાંડુઓ પર રાજાને એટલો બધો પ્રેમ ઉત્પન્ન થયો કે, પ્રત્યેક પ્રાતઃકાલે પ્રથમ તે બેનાં મુખાવલોકન કરતા ત્યારે જ તેમને શાન્તિ વળતી. એમનો એ નૈનિક નિયમ થઈ રહ્યો કે, તે બેને ફૂલ ચુંટી આપ્યા સિવાય રહેવું નહિ. તે બન્નેને પણ એવી રઢ લાગી કે, જ્યાં સુધી મહારાજા નદી પર સ્નાન કરતા ત્યાં સુધી તે બે ત્યાં જ ઓવારા પર બેસતાં. દુર્ભાગ્યવશ કોઈ દિન મહારાજાને તેમનાં દર્શન થતાં નહિ ત્યારે લાગતું કેઃ "મારૂં નિત્યકર્મ અધૂરૂં રહ્યું !"

આનંદી અને તાતા, માતૃપિતૃહીન હતાં. પણ તેમના કાકા હયાત હતા. તેનું નામ કેદારેશ્વર હતું. તેને બીજાં કશાં બાળબચ્ચાં ન હતાં. આ બન્ને બાળક તેની સુખસામગ્રી અને પ્રપંચનાં આધાર હતાં.

એક વર્ષ વીત્યું ત્યારે તાતા મંદિર શબ્દ સ્પષ્ટતાથી ઉચ્ચારવા લાગ્યો; પણ હજી સળીને તે 'છલી' જ કહેતો; કારણ હજી તેને બરાબર બોલતાં આવડતું ન હતું. તેની બહેન, ગોમતી નદીના કિનારા પર એકાદ વૃક્ષ નીચે પગ પ્રસારીને બેસતી અને એકાદ કહાણી કહી સંભળાવતી ત્યારે તાતા આશ્ચર્યચકિત થઈને ખૂબ ધ્યાનથી તે સાંભળતો. એ ઢંગધડા વિનાની કથાકહાણીઓમાં તેને સમજણ પડતી હશે કે કેમ એ કહી શકાય નહિ, એક વૃક્ષ નીચે ખુલ્લી હવામાં બેસવું, અને વાત સાંભળવી એથી એક નાના બાળકના હૃદયમાં કેવા ભાવનો ઉદય થતો હશે, એ સમજવા અમે અસમર્થ છીએ. તાતાનો એક બીજો વિચિત્ર ગુણ એ હતો કે, તે બીજાં કોઈ છોકરાં સાથે રમતમાં ભળતો નહિ. કાયમ પોતાની બહેનની પાછળ છાયાની પેઠે તે ફરતો.

આષાઢ માસ ચાલતો હતો, પ્રાતઃકાળથી જ આકાશ વાદળાંથી છવાયું હતું. હજી વરસાદ પડ્યો ન હતો, તોપણ તે પડશે એવાં ચિહ્ન દેખાતાં હતાં. દૂર દેશમાં તે ચોક્કસ પડતો હોવો જોઈએ કારણ તેમ ન હોય તો આટલાં બધાં વાદળાં ક્યાંથી ચઢી આવે? ગોમતી નદીનાં પાણીમાં અને તેના કિનારા ઉપરનાં જંગલોમાં મેઘની કૃષ્ણ છાયા પડતી હતી. ગઈ કાલે અમાવાસ્યા હતી; તેથી ભુવનેશ્વરી દેવીની પૂજા રાત્રે જ થઈ હતી.

આનંદી અને તાતાના હાથ ઝાલીને મહારાજા નિયમિત સમયે સ્નાન કરવા આવ્યા તે વખતે ગોમતીના સ્વચ્છ ઘાટનાં પગથીઆં પરથી એક રક્ત – પ્રવાહ વહેતો વહેતો જળમાં જઈને ભળી જતો સ્પષ્ટ દેખાયો. ગઈ કાલે રાતે જે ૧૦૧ પાડાનાં બલિદાન દેવાયાં હતાં તેમનાં રક્તનો એ પ્રવાહ હતો. લોહીના એ મોટા ડાઘ જોઈને આનંદી અચંબો પામી. તેણે રાજાને પૂછ્યુંઃ "આ આવડા મોટા ડાઘા શેના છે?"

રાજાઃ "એ લોહીના ડાઘ છે."

બાલિકા અધીર બનીને બોલી: "આટલું બધું લોહી કેમ?"

રાજાના હૃદયમાં આ પ્રશ્નનો પ્રતિધ્વનિ પડ્યો ને તેઓ કંપવા લાગ્યા. વર્ષોથી પોતે આવા રક્તના શેરડા નિહાળતા હતા; પણ અત્યારે આ બાલિકાનો પ્રશ્ન સાંભળતાં જ એમના હૃદયમાં ભયંકર ખળભળાટ થઈ રહ્યો. એને ઉત્તર આપવો તે વિસરી ગયા અને વિમનસ્ક બનીને સ્નાન કરવા લાગ્યા. પણ હૃદયમાં તો એનો એ જ પ્રશ્ન ગાજતો હતો: "આટલું બધું લોહી કેમ?"

મનોગત મહેન્દ્ર વિચારી રહ્યા: "હે ગોમતી! તું પ્રતિવર્ષ હજારો અસહાય નિરપરાધી જીવનાં લોહીનું વહન કરતી રહે છે; તેમ છતાં તારૂં પાણી આટલું બધું સ્વચ્છ કેમ છે?" આનંદી પગથીઆં પર બેસીને પોતાનાં વસ્ત્ર પાણીમાં ભીંજવીને ધીમે ધીમે ત્યાંના લોહીના ડાઘ લુછી નાંખતી હતી. એનું અનુકરણ કરીને પોતાના નાનકડા હાથથી તાતા પણ તેમ કરતો હતો. આનંદીનાં વસ્ત્ર લોહીના રંગથી લાલચોળ બની ગયાં. મહારાજા નદીમાં સ્નાન કરતા હતા. એ દરમ્યાન આ બન્ને જણ લોહી સાફ કરવાના પ્રયત્નમાં તલ્લીન હતાં.

બન્નેએ મળીને કેટલોક ભાગ સાફ કર્યો. પણ ત્યાંથી ઘેર જતાં આનંદીના શરીરે તાવ ભરાયો. તાતા તેની પાસે બેઠો. આનંદીની આંખો બંધ હતી. પોતાના નાનકડા હાથની આંગળીઓ વડે તેનાં પાંપણ ઉઘાડવા મથતો તાતા ધીમે ધીમે 'બહેન, બહેન' એમ કહીને તેને બોલાવતો હતો, કંઈ વાર સુધી તેણે કરેલા એ પ્રયત્ન પછી આનંદી ઓચિંતી જરાક જાગૃત થઈ.

"શું કહે છે, તાતા?" તેણે બોલે બોલે પૂછ્યું; પણ એમ પૂછતામાં તો તેની આંખો બંધ થઈ ગઈ. તાતા દિગ્મૂઢ બનીને બેસી રહ્યો. સ્તબ્ધતાથી તેનાથી બહુવાર બેસી રહેવાયું નહિ એટલે પોતાના કોમળ હાથ બહેનના કંઠમાં નાંખીને તે તેને વળગી પડ્યો; પોતાનું મોં તેના મોં પાસે લઈ જઈને તેણે પૂછ્યું: "બહેન, તું ઉઠીશ?"

આનંદી ફરીથી સફાળી જાગી ઉઠી. ભાઈને હૃદય સરસો ચાંપીને તે બોલીઃ "હું શા માટે ન ઉઠું?" તે આમ બોલી તો ખરી; પણ તેનાં અંગમાં ઉઠવાની શક્તિ ન હતી. ભાઇના નાનાશા હૃદય-આકાશમાં જાણે અંધકાર છવાયો! આખો દિવસ રમવું, કૂદાકૂદ કરવી અને ગમ્મત કરવી, એ બધું આજ એકાએક બંધ થઈ ગયું!

આકાશમાં વાદળાંએ આજ સામ્રાજ્ય સ્થાપ્યું હતું. તેથી ચોમેર અંધકાર હતો. ઘરના છાપરા પર વરસાદના છાંટા પડતા હોય એવો અવાજ અંદરનાઓને સંભળાવા લાગ્યો. સામેનું આંબલીનું ઝાડ પાણીથી ભીનું થઈ ગયું. રસ્તામાં કોઈ પણ પથિક જણાતો નહતો. પણ એવે વખતે કેદારેશ્વર એક વૈદ્યને બોલાવી લાવ્યો. વૈદે આનંદીની નાડી જોઈ પણ તેને કાંઈ સારાં લક્ષણ દેખાયાં નહિ.

બીજે દિવસે મહારાજા નદીએ સ્નાન કરવા આવ્યા ત્યારે હમેશના નિયમ પ્રમાણે પોતાની રાહ જોતાં ભાઈ બહેનને તેમણે ત્યાં ક્યાંયે બેઠેલાં જોયાં નહિ. ખૂબ વરસાદ પડ્યાથી કદાચિત તે આવ્યાં નહિ હોય એમ તેમને લાગ્યું એટલે સ્નાન તર્પણ ઇત્યાદિ નિત્યવિધિ આટોપીને પાલખીમાં તેઓ બેઠા. તેમણે ભોઈ ઓને પાલખી કેદારેશ્વરને ત્યાં લઈ જવા આજ્ઞા કરી. રાજાની આજ્ઞા સાંભળીને ભોઈ ઓને અપાર આશ્ચર્ય ઉપજ્યું. રાજાની આજ્ઞા એટલે કોઈથી કશું બોલી શકાયું નહિ.

રાજાની સ્વારી પોતાને ત્યાં આવેલી જોતાં કેદારેશ્વર ગભરાટમાં પડી ગયો. અને રોગીની સંભાળ લેવાનું પડતું મૂકીને તે રાજાનું સ્વાગત કરવા દોડ્યો.

પણ કેવળ તાતા ત્યાંથી ખસ્યો નહિ. પોતાની બેશુદ્ધ બહેન પાસે તેના વસ્ત્રનો એક છેડો પોતાના મોં ઉપર રાખીને તે સ્તબ્ધ

બનીને બેઠેલો રહ્યો. રાજા જ્યારે ત્યાં આવ્યા ત્યારે તેણે પૂછ્યું: "આને શું થયું છે?"

રાજા શોકમાં ડૂબી ગયા. તેથી કાંઈ જ ઉત્તર નહિ દેતાં વિચારમાં પડી ગયા. થોડીવારે ધીમા સ્વરે તાતાએ રાજાને પૂછ્યું: "બહેનને કોઈએ મારી છે કે શું?"

કેદારેશ્વરને જરાક રોષ ચઢયો. તેણે કહ્યું: "હા. મારી છે.' તાતાએ બહેન પાસે જઈ તેના કંઠે વળગીને પૂછયુ: "તને ક્યાં વાગ્યું છે?"

તાતાના મનમાં એમ થયું કે, જ્યાં બહેનને વાગ્યું હોય ત્યાં ફૂંક મારવાથી કે હાથ ફેરવ્યાથી મટી જશે; પણ બહેને તેને કાંઈ જવાબ દીધો નહિ. એને એ ઠીક લાગ્યું નહિ. એના નાના નાના હોઠ ફફડવા લાગ્યા; અને આખરે એ ખૂબ મુંઝાઈ ગયો એટલે રડવા લાગ્યો. રોતો રોતો તે બબડયો: "હું કાલનો બેઠો છું; પન માલી સાથે બોલતી નથી! મેં છું કલ્યું છે? માલા પલ છા માતે ગુચ્છે થઈ?"

રાજા સમક્ષ તાતાની આવી રીતભાત જોઈને કોદારેશ્વર બહુ વ્યગ્ર બન્યો. ક્રોધથી તેનો હાથ ઝાલીને તે તેને બીજા ખંડમાં લઈ ગયો. કેદારેશ્વરે તાતા પ્રત્યે આવું કઠોર વર્ત્તન ચલાવ્યું તો પણ આનંદી કાંઈ બોલી નહિ.

રાજવૈદે રોગીનાં લક્ષણ ઠીક નથી એમ પહેલેથી જ કહી દીધેલું હતું. રાજા પોતે રોગી સમીપ બેસી રહ્યા. સંધ્યાકાલે બાલિકા બબડવા લાગી: "હાય હાય, આટલું બધું લોહી ક્યાંથી?"

રાજા મનમાં બોલ્યા: "હું આ રક્ત-પ્રવાહ બંધ કરીશ." બાલિકા ફરીથી કહેવા લાગી: "તાતા, આવ, આપણે બંને જણ

મળીને આ લોહીના ડાઘ સાફ કરી નાખીએ." સંધ્યાકાલ વીત્યા પછી કેટલીયે વારે બાલિકાએ આંખો ઉઘાડી; એકવાર તેણે ચારે દિશામાં નજર ફેરવી, તે જાણે કોઈને શોધતી હોય એમ લાગ્યું. તાતા, એ વખતે રડી રડીને બીજા ખંડમાં નિદ્રિત થઈ ગયો હતો. બાલિકા જેને શોધતી હતી તે દેખાયો નહિ. તેણે નેત્ર ફરીથી મીંચી દીધાં.

એ મીંચેલા નેત્ર ફરીવાર ઉઘડયાં નહિ! મધ્ય રાત્રે રાજાના અંકમાં સૂતેલી આનંદીએ પ્રાણ તજી દીધો.

લોક જ્યારે આનંદીને ઘરમાંથી કાયમને માટે બહાર લઈ ગયા ત્યારે તાતા નિદ્રામાં અચેતન સ્થિતિમાં પડેલો હતો. જો તે જાગ્યો હોત તો પોતાની બહેનની પાછળ તેની છાયા પ્રમાણે તે અવશ્ય ગયો હોત!

# ૩

મહારાજ ગોવિંદમાણિક્ય રાજસભામાં બેઠા હતા. ભુવનેશ્વરી દેવીનો પૂજારી રાજપુરોહિત રઘુપતિ કંઈક કાર્યવશાત્ રાજા પાસે આવ્યો હતો. ભુવનેશ્વરી દેવીની પૂજા થઈ ચૂકયા પછી ૧૪ દિવસ સુધી અહોરાત્ર દેવી સમીપ ચતુર્દશ દેવતાની પૂજા કરવામાં આવતી. એ પૂજાના દિવસોમાં કોઈથી બહાર નીકળી શકાતું નહિ. એમાં પણ જો પ્રત્યક્ષ રાજા બહાર નીકળે તો તેમને માટે એવો નિયમ કરેલો હતો કે, તેમણે રાજપુરોહિતને અર્થદંડ ચૂકવી આપવો. એ દિવસે નરબલિદાન દેવાતું એવી લોકવાયકા હતી. એ પૂજામાં સૌથી પહેલાં જે પશુ – બલિદાન થતાં તે રાજભવનમાંથી દાન રૂપે પુરોહિત લઈ આવતો. આજ પુરોહિત એ પશુ - દાન માગવા આવ્યો હતો. ૧૪ દિનની પૂજામાંથી હજી ૧૨ દિન બાકી રહ્યા હતા.

મહારાજાએ કહ્યુઃ "આ વર્ષે ભુવનેશ્વરીના મંદિરમાં જીવ હિંસા થશે નહિ!"

આ કથન સાંભળતાં જ રાજસભામાં સર્વ લોક ચકિત થઈ ગયા.

રઘુપતિ બોલ્યો: "હું આ સ્વપ્ન તો જોતો નથી ને?"

મહારાજા: "ના, રાજપુરોહિતજી, આટલા દિવસ સુધી હું સ્વપ્ન જોતો હતો. હું નિદ્રામાં અચેતન હતો. પણ હવે હું જાગૃત થયો છું. મારી આંખો ઊઘડી ગઈ છે. ભગવતીએ મને એક બાલિકાના સ્વરૂપમાં દર્શન દીધાં છે અને આજ્ઞા કરી છે કે, હું જગન્માતા છું. હવેથી મારી સમક્ષ જીવોના રક્તપાત થાય તે જોવા મારી ઈચ્છા નથી."

રઘુપતિ: "તો આટલા દિવસ સુધી દેવી શા માટે રક્તપાત કરતી હતી?"

"ના. તે મુદ્દલે રક્તપાત કરતી નહતી. પણ તમે જીવહિંસા કરીને રક્તપાત કરતા હતા. તે વખતે તે મોં ફેરવી દેતી હતી।"

"મહારાજા, આપ રાજ્યસાશન સરસ રીતે ચલાવી જાણો છો, એમાં સંદેહ નથી; પણ પૂજાની બાબતમાં આપ કાંઈજ જાણતા નથી. આ વિષયમાં જો ભગવતીની કાંઈ પણ અપ્રસનતા હોત તો સૌથી પહેલાં હું જ તે જાણી શકયો હોત."

નક્ષત્રરાયે પોતાનું મસ્તક હલાવીને મહાજ્ઞાની પંડિતની પેઠે કહ્યું: "એ ખરૂં છે. દેવી કોઈ વાતથી નારાજ હોય તો તેની ખબર પુરોહિત મહારાજને જ પહેલી પડે." નક્ષત્રરાય મહારાજાનો નાનો ભાઈ હતો.

મહારાજા: "જે હૃદય કઠોર બન્યાં હોય છે, તેમને દેવીના બોલ સંભળાતા નથી."

નક્ષત્રરાયે પુરોહિતના મોં સામું જોયું. પુરોહિતે આ પ્રશ્નનો જવાબ દેવો, એવું નક્ષત્રરાયનું સૂચન હતું.

રઘુપતિએ ક્રોધિત થઈને કહ્યું: "મહારાજ, આપ એકાદ ભ્રષ્ટાચારી નાસ્તિકની પેઠે જ આવું બોલો છો!"

મહારાજાએ ઉત્તર દીધો: "રાજપુરોહિતજી, તમે રાજસભામાં આવીને તમારો વખત નકામો ગાળ્યો છે. મંદિરમાં જઈને તમારૂં કામ સંભાળી લ્યો; અને જતાં જતાં લોકોને કહેશો કે, મારા રાજ્યમાં જે કોઈ દેવી સમક્ષ જીવહિંસા કરશે તેને દેશનિકાલ કરવામાં આવશે."

રઘુપતિનાં અંગે અંગ ક્રોધથી કંપવા લાગ્યાં. જ્યાં તે બેઠો હતો ત્યાંથી ઊભો થઈને પોતાનાં યજ્ઞોપવિતના તાંતણે તાંતણા તોડી નાંખતાં બોલ્યો: "તમારો નાશ – સર્વનાશ થજો!"

પુરોહિતે શાપ દીધાથી ચોમેર હાહાકાર વર્તાઇ ગયો. સભાસદો તેના તરફ ધસવા લાગ્યા. પણ રાજાએ તેમને મનાઈ કરીને રોક્યા.

રઘુપતિએ કહ્યું: "તમે રાજા છો. તમે ચાહો તો પ્રજાનું સર્વસ્વ લઈ શકો છો પરંતુ તમારાથી ભગવતીનાં બલિનું હરણ ન જ થઈ શકે. એમ કરવાનું તમારામાં સામર્થ્ય નથી. દેવીનો સેવક આ રઘુપતિ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી બલિદાન બંધ કરવાની તમારામાં શી તાકાદ છે, એ જોતા રહેશો!"

રાજાની પ્રકૃતિથી મંત્રી પૂરો જાણકાર હતો. મહારાજાએ એકાદ બાબતનો નિશ્ચય કર્યો તો તેમાંથી તે કદી ડગતા નહિ. આવું જાણવા છતાં મંત્રીએ ધીરેથી કહ્યું: "મહારાજ, આપશ્રીના સ્વર્ગસ્થ પૂર્વજોએ નિયમિત રીતે દેવી સમક્ષ બલિદાન દીધાં હતાં. એમાં તેમણે કદી અંતરાય આવવા દીધો નહોતો."

મહારાજા કાંઈ બોલ્યા નહિ. મંત્રીએ આગળ ચલાવ્યું: "આપના પૂર્વજોએ સ્થાપન કરેલી આ પ્રાચીન દેવીપૂજામાં, આટલા બધા દિવસ

પછી આપ આજ અંતરાય નાંખો છો તેથી તેઓ સ્વર્ગમાં અપ્રસન્ન થશે."

મહારાજા વિચાર કરવા લાગ્યા. નક્ષત્રરાયે પોતાનું પાંડિત્ય પ્રકટ કર્યું: "ખરૂં છે, મહારાજ! સ્વર્ગમાં પિતૃઓ નારાજ થશે!"

મંત્રીએ ફરીથી કહ્યું: "મહારાજ, બહુ બહુ તો એમ કરો કે, જ્યાં સહસ્ત્ર બલિદાન દેવાતાં હોય ત્યાં એકસોની સંખ્યામાં કરવાની આજ્ઞા આપો."

સર્વ સભાસદ પાષાણુમૂર્તિ પ્રમાણે સ્તંભિત થઈ ગયા. મહારાજા ગોવિન્દમાણિકમ વિચાર કરવા લાગ્યા. રૂષ્ટ રઘુપતિ અધીર બનીને દરબારમાંથી ઉઠીને જવા લાગ્યો.

એજ વખતે દ્વારપાલની નજર ચૂકવીને એક બાલક રાજસભામાં આવીને ઊભો રહ્યો. તેનાં અંગ પર વસ્ત્ર ન હતાં; પગમાં જોડા ન હતા. તેનું માથું ખુલ્લું હતું. પોતાનાં મોટાં નેત્રથી રાજાના મુખ સામું તે જોવા લાગ્યો. રાજાએ જ્યારે તેના તરફ જોયું ત્યારે તે બાલક બોલ્યો: "બહેન ક્યાં છે?"

રાજસભામાં નિઃસ્તબ્ધતા વ્યાપી ગઈ. કેવલ આ નાના બાલકનો કંઠધ્વનિ સભાભવનમાં પ્રતિધ્વનિત થઈ રહ્યો: "બહેન ક્યાં છે?"

મહારાજાએ સિંહાસન ઉપરથી નીચે ઉતરીને તે બાલકને ઉચકી લીધો અને મંત્રી તરફ વળીને કહ્યું: "આજથી મારા રાજ્યમાં બલિદાન દેવાશે નહિ."

આ સાંભળીને કોઈએ શાંતિભંગ ના કર્યો.

મંત્રી: "જેવી મહારાજાની આજ્ઞા."

તાતાએ મહારાજાને પુનઃ પૂછ્યું: "બહેન ક્યાં છે?"

મહારાજા: "દેવી પાસે."

તાતા મોંમાં આંગળી નાંખીને કેટલીક વાર સુધી મૂગો મૂગો રાજાના મુખ તરફ જોઈ રહ્યો — જાણે બહેનનો શોધ કરતો હોય તેમ!

એ દિવસ પછી મહારાજાએ તાતાને પોતાની પાસે રાખી લીધો અને તેના કાકા કેદારેશ્વરને પણ રાજભવનમાં રહેવા માટે એક જગ્યા આપી.

સભાસદો પરસ્પર કહેવા લાગ્યા:

"હવે આ અહિંસક લોકનો પ્રદેશ થયો એમ જ સમજવું. બૌધ ધર્મીઓ રક્તપાત કરતા નથી. આપણી હિંદુ જાતિના દેશમાં હવે તેઓની રીત ચાલુ થઈ!"

નક્ષત્રરાય પણ તે ચર્ચામાં સામેલ થયો. અને લોકના મત સાથે પોતાનો મત મેળવીને બોલ્યો: "શું હિંદુઓના મુલકમાં આ રીત ચાલુ થશે?"

સર્વને લાગ્યું કે, અવનતિનાં લક્ષણ આ સિવાય બીજાં કિયાં હોય? બૌદ્ધ અને હિંદુ જાતિમાં હવે તફાવત શો રહ્યો?

## ૪

ભુવનેશ્વરીના મંદિરના નોકરનું નામ જયસિંહ હતું. તે ક્ષત્રિય હતો. તેનો પિતા સુચેતસિંહ ત્રિપુરાની રાજધાનીમાં એક જુનો નોકર હતો. સુચેતસિંહના મૃત્યુ વખતે જયસિંહ તદ્દન બેસમજ બાલક હતો. આથી મહારાજાએ એ અસહાય બાલકને મંદિરમાં નોકર તરીકે રાખી લીધો. જયસિંહનું પાલનપોષણ મંદિરના પૂજારી રઘુપતિએ કર્યું હતું. તેને શિક્ષણ પણ તેણે જ આપ્યું હતું. નાનપણથી મંદિરમાં જ ઉછર્યો હોવાથી જયસિંહ મંદિરને પોતાનું જ ઘર ગણતો હતો. મંદિરમાં એવું એક પણ સ્થલ નહતું, જેની તેને ખબર ન હોય. મંદિરનાં ગુપ્ત અને પ્રકટ સર્વ સ્થાનથી જયસિંહ પૂર્ણપરિચિત હતો. તેની માતા જીવિત નહતી. આથી ભુવનેશ્વરીની પ્રતિમાને તે પોતાની માતા ગણતો. એ મૂર્તિ સન્મુખ બેસીને તે તેની સાથે વાતો કરતો. 'હું એકલો છું' એવું તે કદી સમજતો નહિ, કારણ કે તેનાં કેટલાંયે પ્રાકૃતિક મિત્ર તે સ્થળે મોજુદ હતાં.

મંદિર પાસેના બાગમાં જયસિંહે પોતાને હાથે કેટલાંય વૃક્ષ રોપ્યાં હતાં અને ઉછેર્યાં હતાં. એણે ઉગાડેલાં વૃક્ષો વધતાં હતાં તે દરમાન જ તેમના ઉપર તેણે કેટલીયે વેલીઓ ચઢાવી હતી. તે લતાઓની શાખાઓ જેમ જેમ પ્રફુલ્લિત થતી જતી તેમ તેમ તેમની શીતળ છાયા વધતી જતી. એ હરિયાળી લતાઓ વડે આખુંયે ઉપવન મનોહર લાગતું. જયસિંહના મનમાં હમેશાં વૃક્ષલતાને લગતા જ વિચારો ઘોળાયા કરતા. પણ તેના આ પ્રાકૃતિક અનુરાગની વાતની કોઈને ખબર ન હતી. જયસિંહ, બલ અને સાહસ, એ બે ગુણ માટે લોકમાં વિખ્યાત હતો.

મંદિરનાં કામકાજમાંથી પરવાર્યા પછી જયસિંહ પોતાની ઓરડીના બારણામાં બેઠો હતો. સામે વાટિકા હતી. દિવસ આથમવાની તૈયારીમાં હતો. એવામાં આકાશમાં ખૂબ વેગથી વાદળાં ધાઈ આવ્યાં. વર્ષા વરસવા લાગી. જયસિંહે વાવેલાં ફૂલઝાડ નવીન વૃષ્ટિનાં જલમાં સ્નાન કરવા લાગ્યાં. તેમનાં પ્રત્યેક પર્ણ પર જલબિન્દુનાં નર્ત્તનનો ઉત્સવ રચાઈ રહ્યો. જમીન પર અનેક નાની નાની ધારાઓ વહી રહી; એક સ્થળે મોટા ધોધના સ્વરૂપમાં કલકલ નિનાદ કરતી ગોમતી એકત્ર થઈને નદીમાં મળી ગઈ. જયસિંહ પોતાના ઉપવનની શોભા અત્યંત આનંદથી નિહાળતો બેઠો હતો. ચાર તરફ કાળી કાળી મેઘમાલાની છટા, વનની છાયા, પલ્લવોની શ્યામલશ્રી, દેડકાંના અવાજ, અને એક સરખો વરસાદ પડવાથી થઈ રહેતો ઝરમર શબ્દ ઇત્યાદિ નવીન વર્ષા સમયનો આડંબર, જયસિંહના હૃદયમાં આનંદના ઉછાળા મરાવી રહ્યો.

એ વખતે રઘુપતિ વરસાદમાં ભીનો થતો મંદિરમાં આવી પહોંચ્યો. જયસિંહે અત્યંત ઉત્સુકતાથી તેને પગ ધોવા પાણી આપ્યું; ભીનાં વસ્ત્ર બદલવા કોરાં વસ્ત્ર લાવી આપ્યાં. પરંતુ રઘુપતિએ પગ પર પાણી રેડયા વિના જ તેના પર પાછું ફેંકીને ગુસ્સે થતાં કહ્યું: "કોણે તને કોરાં વસ્ત્ર લાવવા કહ્યું ?" એણે એ વસ્ત્ર ફેંકી દીધાં.

એના પગ બરાબર ધોવાયા નહતા; આથી જયસિંહ ફરીવાર બીજું પાણી લઈ આવ્યો: અને રઘુપતિ સામે ઉભો રહ્યો.

રઘુપતિએ સંતાપિત થઈને કઠોર વાણીમાં કહ્યું: "પાણી નીચે મૂક" જયસિંહે લોટો જમીન પર મૂકતાં જ રઘુપતિએ લોટાને લાત મારી ગબડાવી મૂકયો! તેની આ વર્ત્તણુંકથી જયસિંહ દિગ્મૂઢ બની ગયો. તેને શાથી રોષ ચઢયો તેનું કારણુ સમજી શકયો નહિ, જમીનપર પડેલાં વસ્ત્ર ઉઠાવવા અને ઠેકાણાસર મૂકવા જયસિંહ તૈયાર થયો ત્યાં રઘુપતિ તેના તરફ ધસી જઈને બોલ્યો: "રહેવા દે. એ વસ્ત્રને હાથ ન લગાડીશ!"

રઘુપતિએ જાતે તે વસ્ત્ર હાથમાં લઈને દૂર મૂકયાં. રઘુપતિએ જાતે પાણી લઈ આવીને પગ ધોયા. જયસિંહે નમ્રતાથી કહ્યું: "પ્રભો, શું મેં કાંઈ અપરાધ કર્યો છે?"

રઘુપતિ વક્ર દષ્ટિથી તેના તરફ જોતાં બોલ્યો: "તેં અપરાધ કર્યો છે એમ કોણુ કહે છે?" જયસિંહ દુ:ખી બનીને ચૂપ રહ્યો. વ્યાકુલ ચિત્તે રઘુપતિ ઓરડી બહાર અહીંતહીં ફરવા લાગ્યો. આ પ્રમાણે ઘણો વખત વહી ગયો. રાત પણ પુષ્કળ વહી ગઈ. પુનઃ જલવૃષ્ટિનો પ્રારંભ થયો. આખરે રઘુપતિએ જયસિંહ પાસે જઈ તેની પીઠ પર હાથ ફેરવતાં મધુર વાણીમાં કહ્યું: "હવે તું સૂઈ જા."

એનાં મીઠાં વેણુથી મુગ્ધ થઈને જયસિંહે કહ્યું: "મહારાજ પહેલા ઉંઘી જાય તે પછી જ હું ઉંઘીશ."

રઘુપતિ: "મને હજી ઉંઘવાની બહુ વાર છે. મેં આજ વિના કારણે તારા પ્રત્યે કઠોરતા દાખવી. એ માટે મનમાં કાંઈ લાવીશ નહિ, હોં? મારૂં મન તે વખતે ઠેકાણે નહોતું. હું બધી વાત તને કાલે કહીશ. હમણાં તો તું ઉંઘી જા, સમજ્યો?"

"જી આજ્ઞા" એમ કહી જયસિંહ હવે નિદ્રા લેવા ગયો. આખી રાત રઘુપતિએ ફરીને જ ગાળી.

પ્રાતઃકાલ થતાં જયસિંહ ગુરુ સમક્ષ આવીને પ્રણામ કરીને ઊભો રહ્યો.

રઘુપતિએ કહ્યું: "જયસિંહ, દેવીનાં બલિદાન બંધ થયાં!"

આશ્ચર્યચકિત થતાં જયસિંહે પૂછ્યું: "પ્રભો, શા કારણે?"

"રાજાએ આજ્ઞા કરી છે."

"કિયા રાજાએ?"

"શું અહીં પાંચ-સાત રાજા છે? ગોવિંદમાણિક્યે આજ્ઞા કરી છે કે દેવીના મંદિરમાં જીવબલિ નહિ અપાય."

"નરબલિ?"

"પાગલ જેવું શું પૂછે છે? હું જીવબલિ કહું છું અને તું નરબલિ વિષે પૂછે છે!"

"ત્યારે શું કોઇ પણ જીવનું બલિદાન દેવાશે નહિ?"

"ના. કોઈ પણ જીવનું બલિદાન નહિ!"

"મહારાજા ગોવિન્દમાણિક્યે આવો હુકમ કર્યો છે?"

"હા, હા. એક જ વાત કેટલી વાર પૂછ્યા કરે છે?"

જયસિંહ બહુ વખત સુધી બોલ્યો નહિ. તે કેવળ પોતાના મનમાં કહેવા લાગ્યો: "મહારાજા ગોવિન્દમાણિક્ય, આપને ધન્ય છે!"

ગોવિન્દમાણિક્યને જયસિંહ બાલપણથી દેવતા પ્રમાણે પૂજ્ય ગણતો હતો. આકાશસ્થ પૂર્ણ ચંદ્ર પર બાલકોને જે સ્વાભાવિક અનુરાગ હોય છે, તે જ પ્રમાણે જયસિંહને ગોવિન્દમાણિક્ય પર

પ્રેમ હતો. શાન્તિભાવયુક્ત ગોવિન્દમાણિક્યનું મુખમંડળ જોતાં જ જયસિંહ એને ખાતર પોતાના પ્રાણ સુદ્ધાં ઓવારી નાંખવા તૈયાર રહેતો.

રઘુપતિએ કહ્યું: "આનો કોઈ પણ ઉપાય અવશ્ય કરવો જોઈએ."

"ઠીક. હું મહારાજા પાસે હમણાં જ જાઉં છું અને તેમને નમ્રતાપૂર્વક—"

"વ્યર્થ છે."

"ત્યારે શું કરવું જોઈએ?"

રઘુપતિએ થોડો વખત વિચાર કરીને કહ્યું: "આવતી કાલે કહીશ. તું નક્ષત્રરાય પાસે આવતી કાલે સહવારે જઈને તેને ગુપ્ત રીતે કહી આવજે, કે, મને મળી જાય."

# ૫

સવારે નક્ષત્રરાયે આવીને રઘુપતિને પ્રણામ કરીને પૂછ્યું: "શી આજ્ઞા છે?"

રઘુપતિ: "તમને ભગવતીની અમુક આજ્ઞા કહેવાની છે. હમણાં જ ભગવતીને પ્રણામ કરવા ચાલો."

બંને જણ મંદિરમાં ગયા. જયસિંહ પણ તેમની પાછળ ગયો. નક્ષત્રરાયે ભુવનેશ્વરીની મૂર્તિ સન્મુખ જઇને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા.

રઘુપતિએ નક્ષત્રરાયને ભુવનેશ્વરીના પગ પર હાથ મૂકવા કહ્યું. તેણે તેમ કર્યા પછી રઘુપતિએ તેના મસ્તક પર પોતાનો હાથ મૂકતાં કહ્યું: "કુમાર, તમે રાજા થશો."

નક્ષત્રરાય: "શું કહો છો, મહારાજ! હું રાજા થઈશ? ના, ના, આપનું કહેવું મને ખરૂં લાગતું નથી!" નક્ષત્રરાય અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

રઘુપતિએ અધિકારયુક્ત વાણીમાં કહ્યું: " હું કહું છું કે, તમે ચોક્કસ રાજા થશો."

"આપ કહો છો ત્યારે તો હું જરૂર રાજા થઈશ." નક્ષત્રરાય રઘુપતિના મોં તરફ નિહાળી રહ્યો.

"તો શું હું ખોટું કહું છું?"

"આપ તો ખોટું કહો જ નહીં; પણ આમ બનશે કેવી રીતે? પણ એ વાત જવા દ્યો. મહારાજ, ગઈ કાલે રાત્રે મને દેડકાનું સ્વપ્ન આવ્યું. દેડકાનું સ્વપ્ન કેવું ગણાય?"

"એ દેડકાના મસ્તક ઉપર કાંઈ ચિહ્ન હતું કે?"

"હા. તેના મસ્તક પર ચિહ્ન તો હતું જ."

"ત્યારે તો ચોક્કસ તમને રાજ્યતિલક થવાનું જ."

"મને રાજ્યતિલક થશે એમ તો મેં યે સાંભળ્યું છે; પણ આપ કહો છો તેને પુરાવો શો?"

"શું મારું કથન અસત્ય નીવડે? એ કોઈ કાળે ન બને!"

"ના. ના. મહારાજ, આપનું કહેવું જુઠું ના પડે. મને રાજ્યતિલક થવાનું છે, એવું આપ કહો છો; પરંતુ માનો કે, તે થયું નહિ તો? એની ખાત્રી શી? દૈવવશાત્ એવું બને કે—"

"નહિ. નહિ. બીજું કાંઈ કદાપિ નહિ બને"

"આપ કહો છો એટલે તો તે ખોટું નહિ પડે, એ નક્કી છે. ઠીક. જો હું રાજા થયો તો આપને મુખ્ય પ્રધાન બનાવીશ."

"પ્રધાન થવાની મારી ઈચ્છા નથી."

"ઠીક. ત્યારે હું રાજસિંહને પ્રધાન બનાવીશ."

"એ તો તે વખતે જોયું જશે. પણ રાજા થતા પહેલાં શું કરવું પડશે તે સાંભળો. દેવી રાજરક્તની ભૂખી છે. સ્વપ્નમાં મને દેવીની એવી આજ્ઞા થઈ છે."

"શું દેવી રાજરક્તની ભૂખી છે? શું સ્વપ્નમાં આપને એવો આદેશ થયો છે? એ તો ત્યારે બહુ ઉત્તમ વાત છે!"

"તમારે ગોવિન્દમાણિક્યનું રક્ત લાવવું જોઈશે."

નક્ષત્રરાય ખૂબ વિચારમાં પડી ગયો. રઘુપતિએ કહ્યું: "શું તમારા દિલમાં ભ્રાતૃસ્નેહનો ઉદય થયો?"

નક્ષત્રરાય બેપરવાઈથી હસીને બોલ્યો: "અહાહા! ભ્રાતૃસ્નેહ! આપે ઠીક વાત બનાવી કાઢી! વાહ, વાહ, રે ભ્રાતૃસ્નેહ! એવું હાસ્યાસ્પદ અને લજ્જાસ્પદ બીજુ કાંઇ હશે ખરૂં?"

ઉપર ઉપરથી નક્ષત્રરાય આ પ્રમાણે બોલતો હતો પણ તેના હૃદયમાં ભારે ખળભળાટ મચ્યો હતો, એ તો ફક્ત એક અંતર્યામી ભગવાન જ જાણતા હતા! નક્ષત્રરાયના અંતઃકરણમાં જે ભ્રાતૃસ્નેહ ઉજ્જવળ હતો તેને હસીને ઉડાવવા પ્રયત્ન કર્યાથી કાંઈ તે નહિવત્, થનાર ન હતો.

રઘુપતિ તીક્ષ્ણ દૃષ્ટિથી નક્ષત્રરાયના મુખ તરફ જોઇને બોલ્યો: "પણ જો તમારા મનમાં ભ્રાતૃસ્નેહ ઉદ્‌ભુત થયો તો શું કરશો?"

"મારે શું કરવું તે આપ જ કહો ને?"

"સારી પેઠે ધ્યાન દઈને સાંભળો. ગોવિન્દમાણિક્યનું લોહી દેવીનાં દર્શન માટે લાવવું પડશે!"

મંત્રોચ્ચાર પેઠે નક્ષત્રરાય એનું એ જ વાક્ય પુનઃ પુનઃ બોલ્યો. રઘુપતિ આદેશપૂર્વક બોલ્યો: "નહિ. તમારાથી આ કાર્ય નહિ થઈ શકે!"

"નહિ થઈ શકે? શા માટે નહિ થઇ શકે? જેમ આપ કહેશો તેમ જ થશે! આપ આજ્ઞા કરો છો?"

"હા. હું આજ્ઞા કરૂં છું."

"શી આજ્ઞા કરો છો?"

રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યોઃ "દેવીને રાજાનું રક્ત જોવાની ઇચ્છા છે. આથી તમારે ગોવિન્દમાણિક્યનું લોહી દેવીને બતાવીને તેની ઇચ્છા પૂર્ણ કરવી જોઇશે. એજ દેવીની આજ્ઞા છે."

"હું હમણાંજ જઈને ફતેહખાનને એ કામ માટે મોકલું છું."

"નહિ, નહિ! આમાંનો એક અક્ષર પણ બીજાને કાને જવો ના જોઈએ. હું તમારી મદદે જયસિંહને મોકલું છું. આવતી કાલે સહવારે હું કહીશ કે, આ કાર્ય કેવી રીતે પાર ઉતારવું."

નક્ષત્રરાય ગયો – જાણે રઘુપતિના હાથમાંથી હાલતુર્ત તો તે છૂટયો, એમ તેને લાગ્યું!

# ૬

નક્ષત્રરાયના ગયા પછી જયસિંહે રઘુપતિને કહ્યું: "ગુરુદેવ, આવી ભયાનક વાત મેં કદી સાંભળી નથી. આપે જગદંબા સમક્ષ તેનું નામ દઈને એક ભાઈના હાથથી બીજા ભાઈનો વધ કરવાની કઠોર આજ્ઞા કરી અને મારે ચૂપચાપ ઉભા રહીને તે સાંભળવી પડી!"

રઘુપતિએ પૂછ્યું: "તો પછી આ સિવાય બીજો ઉપાય જ શો છે? તું જ કહેને?"

"ઉપાય? શાનો ઉપાય?"

"મને લાગે છે કે, તું યે બીજો નક્ષત્રરાય છે! આટલી બધી વાર સુધી તેં સાંભળ્યું શું?"

"જે કાંઈ સાંભળવા યોગ્ય ન હતું તે સાંભળ્યું! એ સાંભળવું એમાં પાપ છે!"

"પાપ અને પુન્યમાં તું શું સમજે?"

"આટલા દિવસ મેં આપની પાસે શિક્ષણ મેળવ્યું છે. આપના સહવાસમાં હું રહ્યો છું; અને પાપ શું તેમજ પુન્ય શું એની સમજ મારામાં ન હોય, એ બને ખરૂં?"

રઘુપતિએ કહ્યું: "વત્સ, તું હજી ખરેખર પાપપુન્ય સમજતો નથી, આમાં પાપ કિંવા પુન્ય કાંઈ જ નથી. કોણ કોનો બાપ? કોણ કોનો ભાઈ? કોઈ કોઈનું નથી! તને કદાચ એમ લાગે કે, હિંસામાં પાપ છે પણ હિંસામાં પાપ નથી. જગતમાં સર્વત્ર હિંસા ચાલે છે. એક ક્ષણમાં એક લક્ષાંશ સમય માટે પણ દેવી હિંસા સિવાય આ સૃષ્ટિને ચલાવતી નથી. તો પછી હિંસામાં પાપ છે એમ કોણે કહ્યું? કીડી જેવાં કેટલાંયે સૂક્ષ્મ જીવને, મનુષ્ય પોતાના પગ નીચે નિત્ય છૂંદી નાંખે છે! શું એ સૂક્ષ્મ જીવના વધ કરવામાં આપણને કશું દુઃખ થતું નહિ હોય? આપણો જીવ અને એ સૂક્ષ્મ જંતુનો જીવ એમાં શું કાંઈ ફરક છે? પણ ના. આવો વિચાર સુદ્ધાં ઉપયોગી નથી. હમેશાં હિંસા ચાલુ જ રહે છે, કોઈના મસ્તક પર પથ્થર વાગે, કોઈ પાણીમાં તણાઈ જાય; કોઈ મારામારીના ચક્કરમાં ફસાઈ ને મરણ પામે; અને કોઈ માનવી શસ્ત્રાઘાતથી મૃત્યુ પામે! આમ એકંદરે જીવોનાં જીવન અથવા મરણ કુતૂહલ વ્યતિરિક્ત બીજાં કેવાં પ્રકારનાં છે? કાલરૂપિણી મહામાયાની નિકટ આવાં અસંખ્ય પ્રાણીઓનાં બલિદાન હમેશાં થયાં કરે છે. જગતમાં ચારે બાજુ જીવોની રક્તધારા એના હાથમાંના વિશાલ ખપ્પરમાં એક સરખી આવી પડે છે! પછી, હું જો એ પ્રવાહમાં એક બિન્દુની વૃદ્ધિ કરૂં તો તેમાં અનુચિત શું છે? આજ નહિ તો કાલ, કોઈ કાળે કોઈવાર પોતાનો બલિ તો દેવી લેશે જ, હું કેવળ તેનો એક નિમિત્ત જ છું."

જયસિંહ ભુવનેશ્વરીની પ્રતિમા તરફ નિહાળતો બોલ્યો: "માતા,

શું આ માટે તને સારૂં યે જગત 'મા, મા' કહીને હાંક મારે છે? હાય! હાય! તું આટલી બધી કઠોરહૃદયી શા માટે? તારી સમક્ષ તો રાક્ષસો પણ ફિક્કા પડ્યા! સમસ્ત જગતનું રક્ત પીને પેટ ભરવા માટે જ શું આ ચંચલ જીભ તેં બહાર કાઢી છે? સૌન્દર્ય, સ્નેહ, પ્રેમ, મમતા અને ધર્મ, એ સર્વની તેં હડતાલ પાડી છે કે શું? તને તો કેવળ માનવીના રક્તની અતૃપ્ત તૃષા જ લાગેલી જણાય છે! તારૂં પેટ ભરવા ખાતર મનુષ્ય, મનુષ્યના ગળાપર છુરી ફેરવે છે; ભાઇ, ભાઈ નો વધ કરે છે; પિતાપુત્ર પરસ્પર વધ માટે પ્રવૃત્ત થાય છે તો પણ, હે નિષ્ઠુરે! તારી તૃષ્ણા અતૃપ્ત જ રહે છે કે? પણ હું પૂછું છું કે, તારી તૃષ્ણા જો આવી વિલક્ષણ છે તો તેની સાંત્વના માટે મેઘ, જલધારાને બદલે રક્તધારા કેમ વરસાવતો નથી? જીવનપ્રદાત્રી, દયારૂપિણી સરિતા, રક્તનો પ્રવાહ ધારણ કરીને સમુદ્રમાં કેમ મળી જતી નથી? આ જગતમાં માત્ર હિંસા, વિદ્વેષ, મહામારી, એમનું જ સર્વત્ર સામ્રાજ્ય કેમ થતું નથી? પણ નહિ, માતા, મને આ સત્ય ભાસતું નથી. તું આટલી બધી નિષ્ઠુર છે, એમ મારો મનોદેવતા મને નથી કહેતો. માતા મને સ્પષ્ટ કહી દે કે સત્ય શું છે? મને દેવાતો ઉપદેશ મિથ્યા છે; આ શાસ્ત્ર અસત્ય છે. જો એમ ન હોય તો મારી માતા, લોક તને 'માતા' ન કહેતાં સંતાનનાં શોણિત પીનારી રાક્ષસી જ કહેશે! હાય! હાય! મારી માતા રાક્ષસી! હા! મારાથી એ કેમ સહ્યું જાય?! મારી માતાને લોક રાક્ષસી કહે, એ મારાથી સહન થવાનું નથી!" જયસિંહની આંખમાંથી અશ્રુધારા સરવા લાગી. તે મનમાંને મનમાં પ્રશ્નો કરી રહ્યો. આજની પેઠે આટલા બધા વિચારો તેને કદાપિ આવ્યા નહતા.

રઘુપતિએ તેને જો નવીન ઉપદેશ દીધો ન હોત તો જયસિંહના હૃદયમાં આજના જેવા વિચારો સ્ફુર્યા નહોત. રઘુપતિ જરાક હસીને બોલ્યો: "ત્યારે, બલિદાનનો પ્રકાર હવેથી બંધ કરવો જોઈશે!"

જયસિંહ બાલપણથી બલિદાન જોતો આવ્યો હતો એટલે મંદિરમાં કોઈ વખત બલિદાન બંધ રહી શકે અથવા બંધ રહેવું ઉચિત છે, એ વિષયમાં આજસુધી તેના મનમાં વિચાર સુદ્ધાં આવ્યો નહતો, પણ આ વિચારોની ઝલક જ્યારે તેના મનમાં જાગૃત થઈ ત્યારે એકાદ જખ્મ પડ્યો હોય એવું તેને દર્દ થયું.

જયસિંહે ગુરુને ઉત્તર દીધો: "એ વાત જૂદી છે. એ સંબંધી અભિપ્રાય નિરાળો છે. એમાં કાંઈ પાપ નથી. પણ એને લીધે ભાઈ ભાઈનો વધ કરે! એને લીધે મહારાજા ગોવિન્દમાણિક્યનો —!" તે ડચકું ખાઈ અટકી ગયો અને પુનઃ બોલ્યો: "ગુરુ દેવ! હું મારૂં મસ્તક આપના ચરણમાં મૂકીને પ્રાર્થના કરૂં છું કે, મને આવી રીતે ના બહેકાવો! ખરેખર, શું દેવી આપને સ્વપ્નમાં દર્શન દઈ આવું કહી ગયાં છે? રાજાનું રક્ત મળે નહિ તો શું ખરેખર તેને તૃપ્તિ થનાર નથી?!"

રઘુપતિ કૈંક સમય પર્યંત મૌન ધારણ કરી રહ્યા બાદ ગંભીર સ્વરે બોલ્યો: "ખરૂં નહિ તો શું હું ખોટું બોલું છું? મારા ઉપર તને શું વિશ્વાસ નથી?"

ગુરુની પદધૂલિ મસ્તકે ચઢાવી જયસિંહ બોલ્યો: "સમજો કે, આપના પ્રત્યેનો મારો વિશ્વાસ શિથિલ થયો નથી; પણ નક્ષત્રરાયનો જન્મ પણ રાજકુલમાં થયો છે ને?"

"સ્વપ્નમાં દેવતા તરફથી ફક્ત સૂચન જ થાય છે. બધી વાતો ફાડી ફોડીને કહેવામાં આવતી નથી. એમાંથી, અનુભવને અંગે અને તર્કને બલે સમજવાનું હોય છે. મહારાજ ગોવિન્દમાણિક્ય પર દેવી ક્રુદ્ધ થઈ છે એ તો સ્પષ્ટ જ છે. એને ક્રુદ્ધ થવાનું કારણ પણ મળ્યું છે ને? એટલે જ દેવીએ આજ રાજરક્તની ઇચ્છા કરી છે. અર્થાત્

ગોવિન્દમાણિક્યનું રક્ત જ તેને જોઈએ છે, એ સમજી જવું રહ્યું!"

"પણ જો એ સત્ય હોય તો હું જ રાજરક્ત લાવીશ. નક્ષત્રરાયને પાપમાં પ્રવૃત્ત થવા નહિ દઉં."

"દેવીની આજ્ઞાનું પાલન કરવામાં પાપ નથી."

"પાપ નથી પણ પુન્ય તો છે જ ને? તો પછી એ પુન્ય હું જ મેળવીશ!"

"વત્સ, મેં તને નાનપણથી ખૂબ મહેનત લઈને, પ્રાણથી પણ અધિક પ્રિય સમજીને પાળ્યો-પોષ્યો છે. હું મારા હાથમાંથી તને જવા દેવા માગતો નથી. ગોવિન્દમાણિક્યનો વધ કરીને નક્ષત્રરાય રાજા થશે ત્યારે કોઇ કાંઇ બોલશે નહિ; પરંતુ તું જો રાજા ઉપર હાથ ઉગામશે તો તારૂં અસ્તિત્વ જ રહેશે નહિ! — મને તારાં ફરીથી દર્શન થશે જ નહિ!"

"મારા ઉપર આપનો આટલો બધો પ્રેમ! હું એક ક્ષુદ્ર મનુષ્ય છું. પણ મારા ઉપર આપને પ્રેમ છે તેથી જો કોઇ મને એક ચૂંટી સુદ્ધાં ભરે તો તે આપ સહન કરી શકતા નથી. પરંતુ મારા ઉપર આટલો બધો પ્રેમ રાખવો ઉપયોગી નથી. આપનો આ પ્રેમ હું દીર્ઘ કાલ પર્યન્ત ભોગવી શકીશ નહિ; અને આ પ્રેમનું પરિણામ શ્રેયસ્કર નહિ આવે!"

"ઠીક. એ બધું ફરી કોઈવાર વિચારીશું. આવતી કાલે, નક્ષત્રરાય આવશે તે પછી એ વિષે નિશ્ચય કરીશું."

જયસિંહે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી: "રાજરક્ત હું જ લાવીશ! દેવીના સંતોષાર્થે કિંવા ગુરુદેવની પ્રસન્નતાને અર્થે હું ભાઈના હાથે ભાઈનો વધ થવા નહિ દઉં!"

## ૭

જયસિંહને આખી રાત નિદ્રા ન આવી. ગુરુ સાથે જે વાતચીત અને જે ઉહાપોહ થયાં હતાં તે સંબધે અનેક તરંગ તેના મનમાં ઉઠતા રહ્યા. કોઈપણ કાર્યનો આરંભ કરવો, એ મનુષ્યના હાથની વાત છે પરંતુ એ કાર્ય સાંગોપાંગ પાર ઉતારવું, એ મનુષ્યને સ્વાધીન નથી. ચિંતા વિષે પણ એવો નિયમ છે. જયસિંહના મનમાં અનેક ચિંતાઓ ઉત્પન્ન થવા લાગી; હઝારો શંકાઓનો ઉદય થયો. આજ સુધી ગુરુદેવ ઉપર તેને જે વિશ્વાસ બેઠો હતો તે વિશ્વાસ મિટાવી દેનારી કોશિષો જાણે તેની શંકાઓ કરતી હોય એમ તેને લાગ્યું! એની શંકાઓ એના વિશ્વાસપર કુઠારના આઘાત કરે છે એવું લાગતાં જ જયસિંહને બહુ દુઃખ ઉપજ્યું. પણ તેનું દુઃખ કોઈપણ ઉપાયે દૂર થયું નહિ!

જે કાલી માતાને આજસુધી જયસિંહ 'માતા' સમજતો હતો તેના સંબંધમાં ગુરુદેવે તેની માન્યતા શા માટે નષ્ટ કરી? તેની કઠોરતાનું વર્ણન શા માટે કર્યું! વિચાર – વમળમાં ઘેરાયેલો જયસિંહ બોલ્યોઃ

"શક્તિની પ્રસન્નતા એટલે શું? અને અપ્રસન્નતા એટલે શું? તેને કાન નથી? આંખ નથી? પ્રકૃતિ એક પ્રચંડ રથ જેવી હોય તો શું પોતાનાં અસંખ્ય ચક્ર નીચે જગતને છૂંદી નાંખીને ઘર્‌ર્ ઘર્‌ર્ શબ્દ સમેત તે ચાલી રહેલી છે? કોઈ તેના આશ્રયે રહેલાં છે કે કોઈ તેની નીચે દબાયલાં રહેલાં છે; કોઈ તેના આઘાતથી કીકીઆરીઓ પાડે છે અને કોઇ તેના પર આરૂઢ થઈ ને આનન્દ માની રહેલાં છે! આ પ્રકૃતિ-રથને ચલાવનાર શું કોઈ જ નથી? જગતનાં અસહાય ભયભીત પ્રાણીઓનાં રક્તપાન કરનારી નિષ્ઠુર શકિત દેવીની તૃષ્ણા તૃપ્ત કરવી એ શું મારૂં કાર્ય છે? પણ મારૂં કાર્ય હું જાતે જ કરીશ. તેની પાસે દુર્ભિક્ષ છે; ભૂંકપ છે; વૃદ્ધાવસ્થા છે; મહામારી છે; અગ્નિદાહ છે; અને નિર્દય લોકનાં અંતઃકરણની બુદ્ધિ પણ છે. એમ છતાં, મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યની શું તેને ગરજ પડી હશે?"

બીજો દિવસ થયો. પ્રાતઃકાળનો આનન્દમય સમય આવ્યો. વરસાદ પડતો બંધ થયો હતો. પૂર્વમાં મેઘમાલા નહોતી. સૂર્યનાં કિરણ જાણે વરસાદે ધોયાં હોય તેમ અધિક ઉજ્જવલ ભાસતાં હતાં. વૃષ્ટિનાં જલ અને સૂર્યનાં કિરણ વડે દશે દિશા ચમકવા લાગી. સૂર્યની સ્વચ્છ આનન્દપ્રભા, આકાશમાંથી વિસ્તૃત મેદાનમાં, વનમાં અને નદીના પ્રવાહમાં પ્રફુલ્લ, શ્વેત, સહસ્રદલ કલકલવત્ પ્રસ્ફુરિત થતી હતી. નીલ આકાશમાં ઉંચે ઉંચે પક્ષીગણ ઉડતો હતો. ઇન્દ્રધનુષ્ય નીચે પડછાયા પાડતાં બગ પક્ષી ઉડતાં હતાં એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર જઈ બેસતી મેનાના શબ્દ સંભળાતા હતા. એક બે સસલાં એકાદ ઝાડીમાંથી બહાર નીકળી અત્યંત ભીરૂતાથી ચકિત બનીને અહીં તહીં જોતાં લપાઈ જવાની બીજી જગ્યા શોધતાં દોડતાં હતાં. બકરી-ઓનાં નાનાં નાનાં બચ્ચાં એકાદ દુર્ગમ પર્વત પર ચઢીને વૃક્ષનાં કોમળ પાન પસંદ કરીને ખાતાં હતાં. ગાય બળદ વગેરે આનન્દમગ્ન બનીને મેદાનોમાં ચરતાં હતાં. ગોપાલગણ ગાન કરી રહ્યો હતો.

સ્કંધ પર ગાગર લઈને નીસરતી માતાઓનાં વસ્ત્રના પાલવ પકડી પકડીને એમનાં બાલુડાં પણ આજે બહાર નીકળ્યાં હતાં. વૃદ્ધજન પૂજા માટે દુર્વા અને કુશ ચૂંટતા ચૂંટતા જતા હતા. નદી–સ્નાનાર્થે અસંખ્ય લોક એકત્ર થયાં હતાં. તેઓ માંહેમાંહે કંઈ કંઈ વાતો કરતાં હતાં. બીજી બાજુ નદીનો કલકલ નિનાદ પણ બંધ થતો નહતો. આષાઢ મહિનાના આ પ્રસન્ન દિવસોમાં અનંત જીવને ધારણ કરનારી આ આનન્દમયી પૃથ્વી તરફ જયસિંહે એકવાર નજર કરી; તેણે એક દીર્ઘ ઉચ્છ્વાસ ભર્યો અને મંદિરમાં પ્રવેશ કર્યો.

જયસિંહ મૂર્તિ તરફ જોતો હસ્તદ્વય જોડીને બોલ્યો : " માતા, આજ તું આટલી બધી અસંતુષ્ટ કેમ છે ? એકાદ દિવસ તારાં બાલકનું રક્ત તારી સમક્ષ ન આવ્યું તેમાં આમ વક્ર ભ્રકુટિ કરવાની હોય ! મારા હૃદયમાં પ્રવેશ કરીને નિહાળ. ભક્તની એકાદ ભૂલ પણ તને જણાય છે કે ? ભક્તોનાં હૃદય – કેવળ સરળ હૃદય વડે શું તને સંતોષ થતો નથી ! એટલે જ શું તું નિરપરાધી જીવોનાં રક્તની વાંચ્છના કરે છે ! માતા, મને સાચેસાચ કહે. ધર્માવતાર મહારાજા ગોવિન્દ માણિકયને આ જગતમાંથી નહિવત્ કરીને શું આ દેશમાં રાક્ષસોનું રાજ્ય સ્થાપવાની તારી પ્રબલેચ્છા છે ? એમાં જ તારી પ્રસન્નતા છે? તારા—કેવળ સ્વત : તારા જ મુખનો ઉત્તર મેળવ્યા વિના હું રાજ-હત્યા થવા દઈશ નહિ ! આ કાર્યમાં દરેક પ્રકારનાં વિઘ્ન નાંખીશ ! માટે જે કહેવું હોય તે સ્પષ્ટતાથી કહી દે, માતા ! "

એકાએક એ જનશૂન્ય મંદિરમાંથી 'હા' એવો શબ્દ ગર્જી ઉઠયો ! જયસિંહ દિગ્મૂઢ બનીને આમ તેમ જોવા લાગ્યો. એક છાયા કંપિત થતી ત્યાંથી જતી રહેતી જણાઈ !

એ શબ્દ સાંભળીને, પ્રથમ તો, તેને પોતાના ગુરૂનો સ્વર હશે,

એમ લાગ્યું. પણ ફરીથી તેણે મનોગત વિચાર કર્યો. તે એમ માનવા લાગ્યો : "ગુરૂના કંઠસ્વરમાં દેવીએ આજ્ઞા દીધી હોય એમ કેમ ન બને!" કદાચ આવું સંભવિત છે, એમ તેને લાગ્યું. પણ એ વાણી સાંભળીને તેનું શરીર રોમાંચિત થયું !

જયસિંહે દેવીને પ્રણામ કર્યા, હાથમાં શસ્ત્ર લીધું; અને તે મંદિરની બહાર નીસર્યો.

૮

ગોમતી નદીની દક્ષિણે એક સ્થલે એક ઉંચી ટેકરી આવેલી હતી, વર્ષાધારા અને તેના યોગે વહી રહેલા જલપ્રવાહને લીધે તે ઉચ્ચ ભૂમિમાં સ્થળે સ્થળે પાણીનાં ખાબોચીઆં ભરાયાં હતાં. ટેકરી નીચે અનેક વૃક્ષો અર્ધચન્દ્રાકારે આવેલાં હતાં. ભૂમિપર તેમની છાયા પડતી હતી. પરંતુ ટેકરી ઉપર મધ્ય ભાગમાં એક પણ છાયાવાળું વૃક્ષ નહોતું પણ કયાંક કયાંક બાવળ અને બોરડીનાં ઝાડ હતાં તે પણ સુકાઇ ગયેલાં હોવાથી ટેકરીની રમ્યતામાં બિગાડ કરી રહ્યાં હતાં. ટેકરી ઉપરની જમીનમાં જ્યાં ત્યાં પથ્થરના પથ્થર વેરવિખેર પડેલા હતા. એમાંના કેટલાકને બાવળના કાંટા બાઝેલા હતા. એ સ્થળ કેવલ નિર્જન હતું. ટેકરી પર પુષ્કળ તાપ પડતો હોવાથી અને લાંબે સુધી તેની ઉપર એક પણ મોટું વૃક્ષ દેખાતું ન હોવાથી ભાગ્યે જ કોઇ પ્રવાસી ચઢતો પણ ટેકરીની નીચેથી વહેતી ગોમતી નદીનો દેખાવ જો ટેકરી ઉપરથી જોયો હોય તો તે અત્યંત રમણીય અને સુરેખ લાગતો હતો; આથી મહારાજા ગોવિન્દ-

માણિકયને એ જગ્યા બહુ પસંદ હતી, ત્યાં ઊભા રહીને પોતે દૂર દૂરના રમણીય પ્રદેશ નિહાળતા. સ્થલ ઉંચું હોવાથી આહ્લાદદાયક વાયુનું સંચાલન છૂટથી થતું અને તેની લહરીઓનો આનંદ પોતે અનુભવતા.

મહારાજા જ્યારે આ સ્થળે આવતા ત્યારે પોતાની સાથે કોઈ નોકરને લાવતા નહિ; કેવળ એકલા આવતા. કોઈ કોઈ વાર ગોમતી નદીમાંથી માછલાં પકડતા માછીઓને જોતા પોતે અહીં બેસતા; એ લોકનાં પ્રસન્ન મુખનાં અવલોકન કરતા, અને એક યોગીની પેઠે સ્થિરભાવ ધારણ કરીને, એ સર્વનાં મુખ ઉપર પ્રાતઃકાલીન તેજ અથવા આત્મીય જ્યોતિ ઝળહળે છે કે કેમ એ વિષે વિચાર કરતા. પણ એ સંબંધી તેમને કાંઈ સમજ પડતી જણાતી ન હતી. વરસાદ પડતો ત્યારે રાજા આ ટેકરી પર ચઢતા નહિ પણ જ્યારે આકાશ સ્વચ્છ રહેતું ત્યારે તો તે ચોક્કસ આવતા.

આજ એમની સાથે એમનો બાલમિત્ર તાતા આવ્યો હતો. તાતાને કોઈ 'તાતા' નામથી સંબોધતું એ હવે ગમતું ન હતું; કારણ કે, જેના કોમલ મુખમાંથી એ સંબોધન સાભળવામાં મઝા પડતી તે આનંદી તો હવે જગતમાં ન હતી! 'તાતા' શબ્દનો કાંઈ પણ અર્થ ન હતો; પણ એકથી બીજા વૃક્ષને ઓથે છુપાઈને આનંદી પ્રાતઃકાળને સમયે પોતાની મધુર વાણીથી એ શબ્દનો સ્વર તેજસ્વિતાથી ઉચ્ચારીને "તા...તા..." કહેતી; ત્યારે એનો પ્રત્યુત્તર જાણે આપતાં ન હોય તેમ વૃક્ષ ઉપર સ્થિત પોપટ મેના વગેરે "તા...તા" બોલી ઉઠતાં; મેદાનમાં એ સ્વરનું ગુંજન થતું; પ્રતિધ્વનિ પડતા અને આખુંયે વાતાવરણ 'તાતા' મય બની રહેતું. એ 'તાતા' શબ્દ આજ ન હતો! એ વખતે 'તાતા' શબ્દ અર્થપરિપૂર્ણ બનીને આખાયે વનમાં પરિવ્યાપ્ત થઈ જતો. તે વખતે એ જ 'તાતા'

શબ્દ એક બાલિકાના નાનકડા હૃદયમાંથી અત્યંત કોમલ સ્નેહરૂપી માળામાંથી નીકળેલા પક્ષીની પેઠે અંતરાલમાં ઉડ્ડયન કરતો હતો; તે વખતે એ જ એક સ્નેહસ્નિગ્ધ સુમધુર સંબોધન સમસ્ત પક્ષી-ગણમાં પ્રાતઃકાલના કલરવ માટે પ્રોત્સાહન જગવતું અને પ્રભાતની પ્રભા, પ્રકૃતિની આહ્લાદમયી શોભાસહિત એક નાનકડી બાલિકાના આનંદમય સ્નેહનું ઐકય સાંધતી હતી! પણ હા! આજ એ બાલિકા નથી! આજ એનો સ્નેહ નથી! કેવલ એકલોઅટૂલો આ બાલક છે. પણ તે 'તાતા' નથી! જગતનાં સહસ્રશઃ લોક માટે તો એ અવશ્ય એક બાલક જ છે; પણ 'તાતા' કેવલ એક બાલિકા માટે જ હતો!

મહારાજા ગોવિન્દમાણિક્ય એ બાલકને 'ધ્રુવ' નામથી સંબોધન કરતા.

પહેલાં મહારાજા એકલા જ ગોમતીને કિનારે જતા; પણ હવે તો પોતે ધ્રુવને પણ સાથે લઈ જતા. એના પવિત્ર અને સ્વચ્છ મુખની શોભામાં દેવલોકનું પ્રતિબિંબ દેખાતું. મધ્યાહ્ન સમયે રાજા પોતાનાં રાજકાજમાં ગુંથાતા ત્યારે અતિ બુદ્ધિમાન અને વૃદ્ધ મંત્રીઓ તેમને સલાહ આપતા પણ પ્રાતઃકાલમાં તો એ સ્થિતિ હતી કે, એક નાનકડો બાલક તેમને સંસારચક્રમાંથી બહાર લઈ જતો. તેનાં એ પ્રશાન્ત અને વિશાલ નેત્ર સન્મુખ ક્રોધાદિ વિષયનાં સર્વ કૌટિલ્ય સંકુચિત થઈ જતાં. આવા એ બાલકનો કર ગૃહીને મહારાજા જાણે જગતની મધ્યમાં આવેલા અને દૂર પર્યંત વિસ્તૃત સરળ રાજમાર્ગ ઉપર આવીને ઉભા રહેતા અને ત્યાંથી તેમને સુંદર નીલાકાશ રૂપી ચંદરવા નીચેનું વિપૂલ બ્રહ્માંડ અને તેની શોભા નિહાળવાની તક મળતી! ત્યાંથી તેમને ભૂગોળ, ભુવર્લોક, સ્વર્ગલોક ઈત્યાદિ સપ્તલોકમાંની સંગતિનો સહેજ સહેજ પ્રતિધ્વનિ જાણે સંભળાતો! અને આ સરલ

પથમાંના સર્વ પદાર્થ તેમને સવિશેષ સ્વચ્છ અને સુન્દર લાગતા. એ વખતે આગળ ને આગળ ચાલવાનો જ એક માત્ર ઉત્સાહ તેમનાં અંગેઅંગમાં રહેતો હોવાથી તીવ્ર ચિંતા, વિચાર, રોગ, શોક, ઇત્યાદિ સર્વ જાણે દૂર દૂર પાછળ નાસી જતાં જણાતાં! પ્રભાતકાળે એકાંત વનમાં નદી કિનારે નિર્મેઘ આકાશના આચ્છાદન નીચે એક બાલકના પ્રેમમાં નિમગ્ન થઈને મહારાજા જાણે અપાર પ્રેમસમુદ્રના સુખનો અનુભવ કરતા!

આજે મહારાજા ગોવિન્દમાણિક્ય ધ્રુવને અંકમાં બેસાડીને ધ્રુવાખ્યાન કહેતા હતા. એને તે આખ્યાનમાં સમજ પડતી હતી કે કેમ તે તો કોને ખબર? પણ રાજાનો હેતુ એ હતો કે, ધ્રુવના મુખથી અર્ધસ્ફુટ સ્વરોમાં તે આખ્યાન સાંભળવું.

કથા સાંભળતાં અધવચ્ચ ધ્રુવ બોલ્યો: "હું વનમાં જઈ છ"

રાજાએ પૂછ્યું: "વનમાં જઈને તું શું કરીશ?"

"હું હલિને જોવા જઈછ"

"આપણે હરિને જોવા જ અહીં આવ્યા છીએ."

"પન હલિ છે ક્યાં?"

"અહીં જ."

ધ્રુવે પૂછ્યું: "બહેન ક્યાં છે?" અધવચ્ચ તે થંભી ગયો અને પાછળ જોવા લાગ્યો. એને લાગ્યું કે, જાણે બહેન પહેલાંની પેઠે એકાએક આવીને પોતાની આંખો મીંચશે! પણ ક્યાંયેથી કોઇ આવતું નથી એમ જોઈને એણે ખિન્નતાથી મોઢું નીચું નમાવ્યું. પછી રાજાને પૂછ્યું: "બહેન ક્યાં છે?"

"તારી બહેનને હરિએ બોલાવી લીધી છે."

"હરિ ક્યાં છે?"

"એને બૂમ માર. મેં તને જે ગીત શીખવાડયું છે તે ગા." ધ્રુવ ગાવા લાગ્યો. એ હરિને શોધવાની પ્રાર્થના હતી. એનો ભાવાર્થ આ પ્રમાણે હતો:–"હે હરિ, હું તને વનમાં શોધું છું, હું અસહાય એકલો અટૂલો બાળક છું. મારો સંગાથી કોઇ નથી. ઘોર તિમિરની વચમાં હું ઘુમું છું. પંથ સૂઝતો નથી. શું કરૂં? વિપત કોને સુણાવું? હરિ! તને તો હું દેખતો નથી! તું ક્યારે આવીશ એ ચિંતાથી મારૂ મન અકળાય છે. મને તું ઉગારી લે. તારાં દર્શન વિના મને બીજી કોઈ ઈચ્છા નથી. દયાનિધિ! ભક્તની બાંહ્ય સાહી લે, જેનો રાખનહાર સમર્થ છે, તેનું સર્વ પ્રકારે શુભ થાય છે. ઘોર અંધકારમાં તારી દૃષ્ટિગતિ દર્શાવ. તારા ભક્તોનો અગમ્ય પંથ પણ તું સુગમ કરે છે. ધ્રુવ તને દરરોજ પ્રાર્થના કરે છે કે, તારાં ચરણોમાં ધ્રુવને રાખ. ધ્રુવ તને જ ચાહે છે. બીજાં કોનાં ચરણ પાસે ધ્રુવ જાય?"

'ર' ને બદલે 'લ' અને 'સ' ને બદલે 'છ' તેમજ બીજા પણ અનેક સ્વરોને ઉલટપાલટ સ્વરૂપમાં બોલીને ધ્રુવે પોતાની અમૃતમય કાલીઘેલો વાણીમાં એ ગીત એવી તો એકતાનતાથી ગાયું કે, રાજાનું મન આનંદમગ્ન થઈ ગયું. એ દિવસનો પ્રાતઃકાલ અન્ય દિવસોના કરતાં તેને વધારે પ્રિય લાગ્યો. ચારે બાજુએ નદી, વન, વૃક્ષ અને લતાઓનાં હાસ્ય છાઈ રહ્યાં. સૂર્યનાં સોનેરી કિરણરૂપી અમૃતથી સિંચન કરેલાં સ્વચ્છ આકાશમાં ગોવિન્દ માણિક્યને કોઈકની અનુપમ સુંદર હસિત આસ્યશોભા દેખાઈ! ધ્રુવ જે પ્રમાણે પોતાના ખોળામાં બેઠો હતો તેજ પ્રમાણે અન્ય કોઈ કે પોતાને ઉચકીને ખોળામાં બેસાડયો હોય એવું રાજાને લાગ્યું. એટલું જ નહિ પણ આસપાસની ધરા માંહેલાં સર્વ જડ તથા ચેતન પદાર્થને પણ કોઈ કે

ઉચકીને પોતાના ખોળામાં બેસાડયાં હોય, એવો તેને ભાસ થયો. એનાં પ્રેમ અને આનંદ જાણે સૂર્યકિરણની પેઠે સર્વત્ર ફેલાઈ ગયાં.

એજ વખતે જયસિંહ પોતાના હાથમાં શસ્ત્ર ધારણ કરીને આવ્યો અને રાજા સમક્ષ ઉભો રહ્યો.

રાજાએ બંને હાથ લાંબા કરીને તેને કહ્યું: "આવ, જયસિંહ"

મહારાજા ગોવિન્દમાણિક્ય એ વખતે બાળક સહિત રમત રમતા હતા એટલે બાળકથી યે વધુ નાના બન્યા હતા. એવે વખતે રાજમર્યાદા ક્યાંથી હોય? જયસિંહે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. રાજાએ પ્રતિ નમસ્કાર કરીને કહ્યું: "જયસિંહ, તું પ્રણામ કરવા યોગ્ય છે. તારો જન્મ પણ રાજકુલમાં થયો છે. તું ક્ષત્રિય છે."

જયસિંહ હાથ જોડીને બોલ્યો: "મહારાજ, મારી એક પ્રાર્થના છે."

"કહે, શું કહેવાનું છે?"

"દેવી આપના ઉપર અસંતુષ્ટ બની છે."

"શા માટે? તે અસંતુષ્ટ થાય, એવું મેં શું કર્યું છે?"

"મહારાજ, આપે બલિદાન બંધ કરીને દેવીની પૂજામાં વિઘ્ન આણ્યું છે."

"જયસિંહ! હિંસાની આટલી બધી ઉત્કટ તૃષ્ણા શા માટે! આજ આ રમણીય પ્રભાતમાં હિંસાની આટલી બધી ઉત્કંઠા ક્યાંથી! વિચાર તો કર? જગન્માતા દેવીની કાંખમાં જગતનાં તમામ જીવજંતુ કેટલા બધા આનંદથી વિહાર કરી રહ્યાં છે? એમાં ભય, શોક અને હાહાકારનાં તાંડવ મચાવીને માતાના અંકમાં તેનાં જ સંતાન રક્ત રડે છે! શું એથી તેઓ તારી માતાને પ્રસન્ન કરે છે? જગતશાન્તિનો

ભંગ કરવાની આટલી બધી લાલસા શા કારણે? હિંસારૂપ ઝેરીલા કાંટાળા વૃક્ષનાં મૂળમાં જીવગણનાં રક્ત રેડીને, તેને વૃદ્ધિંગત કરવાની કોશિષ શા કાજે કરવામાં આવે છે? હા! દયારૂપ કલ્પવૃક્ષ ક્યાં ગયું? પ્રેમરૂપ પારિજાતક કોણે નષ્ટ કર્યું?"

જયસિંહ ધીમે ધીમે રાજાનાં ચરણ સમીપ બેઠો. ધ્રુવે તેની તલવાર પોતાના હાથમાં લઈને નિહાળવા માંડી.

જયસિંહે કહ્યું: "મહારાજ, શાસ્ત્રમાં પણ બલિદાનનો પ્રબંધ છે."

મહારાજા: "શાસ્ત્રોનું પાલન યથાર્થ રીતે કોણ કરે છે? સર્વ લોક પોતપોતાની રૂચિ અનુસાર શાસ્ત્રનાં પ્રતિપાદન કરે છે. જે વખતે દેવી સમક્ષ અસહાય, હીન, અનાથ પ્રાણીઓનાં બલિદાન દેવાય છે તે વખતે તેના રક્તનો પ્રસાદ લઈને લોકો મોટા ઘાંટા પાડીને, ભયાનક ઉત્સાહથી નૃત્ય ખેલે છે. એથી તેઓ કાંઈ દેવીની પૂજા કરતા નથી. તેમનાં હૃદયમાં જે હિંસા રૂપિણી રાક્ષસણી હોય છે, તેની તેઓ પૂજા કરે છે! એ રાક્ષસણીને રક્ત પાઈને તેઓ મસ્તાની બનાવે છે. હિંસા–રાક્ષસણીને તૃપ્ત કરવા જીવનાં બલિદાન દેવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી. પણ શાસ્ત્રની આજ્ઞા છે કે આ હિંસાનું જ બલિદાન દ્યો. શાસ્ત્ર મુક્તકંઠે સુણાવે છે: અહિંસા પરમ ધર્મ છે."

જયસિંહ કંઈક સમય પર્યંત ચૂપકીદીથી બેસી રહ્યો. ગઈ કાલે રાત્રે આવા પ્રકારના અનેક વિચારો તેના દિલમાં સ્ફુર્યા હતા. તે કેટલીક વારે બોલ્યો: "મેં સાક્ષાત્ દેવીના મુખમાંથી આજ્ઞા સાંભળી છે. આ બાબતમાં મને કંઈ પણ શંકા રહી નથી. તેણે પોતે જાતે કહ્યું છે કે, મહારાજાનું રક્ત વાંચ્છું છું" અને જયસિંહે પ્રાતઃકાલની તમામ ઘટના મહારાજાને કહી સંભળાવી.

મહારાજા હસીને બોલ્યા: "એ દેવીએ કહ્યું નથી. દેવીની ઓથે છુપાઈને રઘુપતિએ તારા પ્રશ્નનો ઉત્તર દીધો છે."

આ સાંભળીને જયસિંહે રોમાંચ અનુભવ્યો. તેના મનમાં એ જ શંકા ઉપજી હતી. પરંતુ તે વીજળીના વેગે લોપ થઈ ગઈ હતી. અત્યારે જ્યારે રાજાએ એ જ વાત કહી ત્યારે તેની શંકામાં વૃદ્ધિ થઈ. તે અધીર બની ગયો; અને બોલ્યો:

"નહિ, મહારાજ, મારા સંદેહમાં વૃદ્ધિ ના કરો. મને કિનારા પરથી ઉચકીને ઉંડા સમુદ્રમાં ના ફેંકો. મારી સમક્ષ ચોમેર અંધકાર વધ્યો જાય છે. મારો જે વિશ્વાસ છે, મારી જે શ્રદ્ધા છે, તે કાયમ રહેવા દ્યો. તેના પરિવર્તન માટે હું કોઈ ભાંજગડમાં પડવા ઇચ્છતો નથી. દેવીની આજ્ઞા હો; કિંવા ગુરૂની આજ્ઞા હો; હું અવશ્ય તેનું પાલન કરીશ જ!"

જયસિંહ અતિ સ્ફુર્તિથી ઉઠીને ઉભો થયો: તેણે પોતાના હાથમાં તલવાર લીધી. સૂર્યનાં કિરણ એ નગ્ન તલવાર પર નાચવા લાગ્યાં. આ ભયાનક દૃશ્ય જોઈને ધ્રુવ એકદમ બૂમ મારીને રાજાના કંઠે વળગી પડ્યો; તેણે પોતાના બન્ને નાનકા કર રાજાના શરીરની આસપાસ વીંટાળી દીધા! જાણે આ રીતે રાજાને તે બચાવતો હોય અને પોતાનો પ્રાણ અર્પણ કરતો હોય!

રાજાએ જયસિંહ તરફ મુદ્દલે લક્ષ ન આપ્યું અને ધ્રુવને પોતાના હૃદય સરસો ચાંપ્યો. આ દૃશ્ય નિહાળીને જયસિંહના મન ઉપર અસર થઈ કે કેમ; એ કોણ જાણે પણ તેણે એકદમ પોતાના હાથમાંની તલવાર દૂર ફેંકી દીધી અને ધ્રુવના બરડા પર હાથ ફેરવતાં કહ્યું:

"બીશ નહિ, બાલ, બીશ નહિ! જો, હું ચાલ્યો જાઉં છું. તું એમની ઉદાર છાયામાં રહે, તું એમના વિશાલ હૃદયે વિરાજિત રહે. તને ત્યાંથી કોઈ પણ દૂર કરી શકે એમ નથી."

જયસિંહે રાજાને પ્રણામ કર્યા અને મંદિર તરફ જવા માંડ્યું.

થોડેક દૂર ગયા પછી તે પાછો ફર્યો અને બોલ્યોઃ "મહારાજને સાવધાન રહેવા મારી અરજ છે. આપના બંધુ નક્ષત્રરાયે આપને આ જગતમાંથી નહિવત્ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. આષાઢ શુદિ ચતુર્દશીની રાતે દેવીપૂજા થવાની છે. તે રાતે આપ સાવધાન રહેશો."

મહારાજાએ હસીને ઉત્તર દીધોઃ "નક્ષત્ર કદી મારી હત્યા કરે જ નહિ. તેનો મારા પ્રત્યે નિઃસીમ પ્રેમ છે."

જયસિંહ ત્યાંથી ચાલ્યો ગયો.

મહારાજા ધ્રુવ તરફ જોઈ ને બોલ્યાઃ "આજે તેં ધરણીને રક્તપાતથી બચાવી છે. આટલા માટે જ તારી બહેન તને મારી પાસે મૂકી ગઈ છે."

ધ્રુવના ગાલ પરથી અશ્રુધારા સરી જતી હતી. મહારાજાએ તે સાફ કરી. ધ્રુવ બોલ્યોઃ "બહેન ક્યાં છે?"

આ વખતે સૂર્ય ઝાંખો પડ્યો. નદી પર તેની શ્યામ છાયા વિસ્તરી. વનમાં દૂરદૂરનો પટ મેઘમાલાથી શ્યામ દેખાયો. વર્ષાગમનનાં એ ચિહ્ન નિહાળીને મહારાજા રાજભવન તરફ જવા લાગ્યા.

૯

મંદિર ત્યાંથી બહુ દૂર નહોતું. પણ જયસિંહ ગોમતીને કિનારે કંઈક વખત સુધી આમતેમ જોતો ધીમે ધીમે ચાલતો હતો. તેના મનમાં ચિંતાનું સામ્રાજ્ય છવાઈ ગયું હતું. એટલે કિનારા નજીકના એક ઝાડ નીચે તે બેઠો. બન્ને હાથથી તેણે મોં ઢાંકી દીધું. તે વિચારોમાં તલ્લીન થઈ ગયો. તેને લાગ્યું કે, એક કામ પતાવી દીધું છે પરંતુ તેના મનમાંનો સંદેહ ટળતો નહોતો. જો આ પ્રમાણે જ સંદેહથી ચિત્ત પરિવ્યાપ્ત રહ્યા કરે તો શું કરવું? એનું નિવારણ કોણ કરશે? સત્ય શું અને અસત્ય શું એનો વિવેક કોણ કરી બતાવશે? જ્યાં હજારો રસ્તાઓ એકાએક ફંટાયા હોય ત્યાં જઈને ઉભા રહ્યા જેવી સ્થિતિમાં એ બધા રસ્તામાંથી યોગ્ય રસ્તો કિયો અને અયોગ્ય કિયો એ કોને પૂછવું? હા! મેદાનમાં ઉભેલા એક અંધ જેવી પોતાની સ્થિતિ હતી અને આજ પોતાની લાકડી ભાંગી ગઈ હતી એમ જયસિંહને લાગ્યું!

વરસાદ ધીમે ધીમે પડવા લાગ્યો. જયસિંહ ઊઠયો અને વર-

સાદમાં ભીનો થયો હતો તેથી મંદિરમાં ગયો નહિ. તેણે ગતિ ચાલુ રાખી. શીતલ જળવર્ષા તેના શરીરને ભીંજવી રહી હતી તેથી મનમાં તેને કાંઈક શાંતિ વળી. એ વખતે લોકનાં થોક મંદિર તરફ જતાં હતાં. તેઓ માંહે માંહે બલિદાનબંધી વિષે જ ચર્ચા કરતાં હતાં.

એક વૃદ્ધ બોલ્યો: "મારા બાપદાદાના વખતથી આ પ્રથા ચાલતી આવેલી છે એ હું જાણું છું. બલિદાન કાંઈ આજનો નવો ચાલ નથી, રાજાની અક્કલ કોણ જાણે ક્યાં ગઈ છે, એ સમજાતું નથી! પાગલની માફક જ તેણે વિનાકારણ આ રિવાજ બંધ કરાવ્યો છે. એને આનું વિપરીત ફળ મળ્યા વિના રહેવાનું નથી!"

એક તરૂણ બોલ્યો: "મને હવે મંદિરમાં જવાની ઇચ્છા સરખી થતી નથી! હવે તો પૂજાનો ઠાઠ અને ઉત્સાહ જ નથી; તો પછી ત્યાં જવું શા ખપનું?"

કોઈએ કહ્યું: "હવે તો નવાબી અમલદારીનો જમાનો આવ્યો!"

હિંદુઓના રાહરસમનો ઉચ્છેદ કરવાની ઇચ્છા મુસલમાનોના મનમાં હોય, એવું માનીને તે આમ બોલ્યો હશે. એવું બોલવાની જરૂર ન હતી, કારણ કે, હિંસા મુસલમાનોને અમાન્ય નથી.

સ્ત્રીઓ માંહે માંહે વાતો કરવા લાગી: "પૂજારીએ પોતે કહ્યું કે, દેવીએ મને સ્વપ્નમાં કહ્યું છે કે, દેશ ત્રણ મહિનાની અંદર ઉજ્જડ થઈ જશે!"

લલિતા બોલી: "પણ એ જાણ્યું કે, માધવ દોઢ વર્ષથી માંદો હતો, છતાં બચ્યો હતો? પરંતુ બલિદાન બંધ થયું કે, તરતજ મરી ગયો!"

શાન્તા બોલી: "મારો મોટો પુત્ર કાંઈ મરવા જેવો હતો? બલિદાન બંધ થયું કે, તે મરણ પામ્યો! વૈદરાજની ગોળી ખાધી કે, એણે આંખો ફટારી દીધી?" એ બાળકના મૃત્યુના શોકથી અને દેશનું અશુભ થવાનું છે એ બીકથી શાન્તા અધીર બની!

એક ત્રીજી સ્ત્રી બોલી: "તે દિવસે મધુર માર્ગના બજારમાં લાહ્ય લાગી ત્યારે એક પણ ઘર બચ્યું નહિ!"

ચિંતામણી ખેડુત પોતાની સાથેના બીજા ખેડુતોને કહેવા લાગ્યો: "બીજી વાત દૂર રહી પણ આ વર્ષે ધાન જેટલું સસ્તું થયું છે તેટલું બીજી કોઈ સાલ થયું નહતું. આ વર્ષે ખેડુતોના નસિબમાં કોણ જાણે શું લખ્યું છે!"

બલિદાન બંધ થયા પછી અને તે પહેલાં જે જે વધારે ઓછાં નુકશાન થયાં હતાં તે બધાં બલિદાન બંધ થવાથી જ થયાં એવું સર્વાનુમતે ઠર્યું. હવે આ દેશ છોડીને ચાલ્યા જવું એવો તે સર્વેએ વિચાર કર્યો. પણ ઠરાવનો અમલ કોઈએ કર્યો નહિ! દેશત્યાગ કરીને બીજે સ્થલે કોઈ માણસ ન ગયો! જે લોકો જે સ્થલે રહેતા હતા તે જ સ્થલે રહેવા લાગ્યા!

જયસિંહનું ચિત્ત સ્વસ્થ ન હતું. કોઈ વાત તરફ તેણે લક્ષ ન આપ્યું. તે મંદિરમાં પહોંચ્યો ત્યારે પૂજા સમાપ્ત કરીને રઘુપતિ મંદિર બહાર બેઠો હતો. જયસિંહ ફાળ ભરતો તેની પાસે ગયો અને અધીર સ્વરે બોલ્યો: "ગુરૂદેવ, દેવીની આજ્ઞા માગવા હું આજ સવારે આવ્યો અને મેં તેને જ્યારે પ્રાર્થનાપૂર્વક પ્રશ્ન પૂછ્યો ત્યારે આપે તેનો ઉત્તર શા માટે આપ્યો હતો?"

રઘુપતિ: "દેવી મારી મારફત જ પોતાનાં કથનનો પ્રચાર કરે છે. તે પોતાના મુખથી કદી બોલતી નથી."

જયસિંહ: "તો મારી સામે આવીને આપ કેમ બોલ્યા નહિ? છુપાઈને આપે મને શા સારૂ ફસાવ્યો?"

રઘુપતિ ક્રોધિત થઈને બોલ્યો: "ચૂપ રહે. હું અમુક સમયે શા ઇરાદાથી અમુક કામ કરૂં છું તેની સમજ તને કેવી રીતે પડે? ફાવે તેમ બકવાદ કરવો બંધ રાખ. હું જે આજ્ઞા કરૂં તેનું પાલન મૂગો મૂગો કર, સમજ્યો? ફરીથી મને કાંઈ સવાલ ન પૂછીશ."

જયસિંહ સ્તબ્ધ રહ્યો. એનો સંશય અધિકાધિક વધ્યો. થોડી વારે તે બોલ્યો: "આજ સહવારે મેં દેવીને કહ્યું કે, 'જો તારા મુખથી તું આજ્ઞા નહિ કરે તો હું રાજ્યહત્યા કદાપિ નહિ કરૂં અને એમાં વિઘ્નોની ઉત્પત્તિ કરીશ—' અને જ્યારે મને લાગ્યું કે, દેવી કાંઈ આજ્ઞા દેતી નથી ત્યારે મહારાજા સમક્ષ મેં નક્ષત્રરાયની પ્રતિજ્ઞા જાહેર કરી દઈને તેમને સાવધાન કર્યા."

રઘુપતિ શાંતિથી આ સાંભળી રહ્યો. પોતાનો ભયંકર ક્રોધાનલ દાબીને તેણે ઉંચે સ્વરે કહ્યું: "મંદિરમાં આવ."

બન્ને જણ મંદિરમાં ગયા.

રઘુપતિએ અધિકારયુક્ત વાણીમાં કહ્યું: "ભગવતીનાં ચરણો પર હાથ મૂકીને શપથ લે અને કહે કે, આષાઢ શુદિ ચતુર્દશીએ રાજરકત લાવીને આ ચરણોમાં ધરીશ."

જયસિંહ મસ્તક નીચું રાખીને સ્તબ્ધતાથી બેસી રહ્યો. થોડીવારે તેણે ગુરૂદેવના મુખ તરફ જોયું. પછી ભગવતી તરફ જોયું. અને તેનાં ચરણ પર હાથ મૂકીને ખિન્ન સ્વરે ધીમે ધીમે તે બોલ્યો: "આષાઢ શુદિ ચતુર્દશીએ રાજરકત લાવીને આ ચરણોમાં ધરીશ."

## ૧૦

મહારાજાએ રાજમહેલમાં આવીને રાજવિષયક પ્રકીર્ણ કામોનો નિકાલ કર્યો. આકાશ એ વખતે મેઘાચ્છાદિત હોવાથી અંધારૂં થયું. મહારાજાનું મન ઉદાસીન હતું, નક્ષત્રરાય હંમેશાં રાજસભામાં આવતો. આજે તે દેખાતો નહતો. મહારાજાએ તેને બોલાવવા માણસ મોકલ્યો. નક્ષત્રરાયે 'તબિયત સ્વસ્થ નથી' એવો ઉત્તર પાઠવ્યો. રાજેન્દ્ર પોતે તેની પાસે ગયા. પણ નક્ષત્રરાયથી મોં ઉંચું કરીને રાજા તરફ જોઈ શકાયું નહિ. હાથમાં એક કાગળ રાખીને તેના તરફ તે જોઈ રહ્યો હતો – જાણે કોઇ ભારે ચિન્તાના વિષયમાં ગર્ક થઈ ગયો હોય!

મહારાજાએ પૂછ્યું: "નક્ષત્ર, તારી પ્રકૃતિ આજે બગડી છે કે શું?"

નક્ષત્રરાયે કાગળ આમતેમ ફેરવતાં કહ્યું: "બગડી તો...કંઇ નથી! ઉંહ! એક કામ હતું...અં...અં...જરાક બગડી હતી...હા... બગડી હતી ખરી!"

નક્ષત્રરાયનું ચિત્ત અત્યંત ઉદ્વિગ્ન બન્યું. મહારાજા ગોવિન્દમાણિક્ય ઉદાસ મુખે નક્ષત્રરાયના મુખ તરફ જોઈ રહીને મનોગત બોલ્યાઃ "હા! સ્નેહ – ઘરમાં હિંસાએ પ્રવેશ કર્યો છે! તે સર્પિણી પ્રમાણે ગુપ્ત રહી છે એટલે કેવી રીતે પોતાનું મોં બતાવે? જંગલમાં જીવહિંસક જંતુઓ કાંઈ થોડાં હોય છે? મનુષ્યો હવે મનુષ્યોને જોઈને ડરવા લાગ્યા, એવો વખત આવ્યો! શું હવે ભાઈ પણ ભાઈ પાસે નિર્ભયતાથી રહી શકશે નહિ? નક્ષત્રરાય મારો ભાઈ છે, એની સાથે હમેશાં હું એક જ ભવનમાં રહું છું; એક આસને બેસું છું; પ્રસન્ન મુખે બોલું છું પણ એ મારી પાસે રહીને મારા માટે પોતાના મનમાં છૂરી ધારદાર બનાવે છે!"

મહારાજા ગોવિન્દમાણિક્યને લાગ્યું કે, આ જગત હિંસક પ્રાણીઓથી ભરપૂર જંગલ જેવું છે. ચોમેર ઘોર અંધકાર જામેલો છે અને એમાં એ પ્રાણીઓ તીક્ષ્ણ દાંત અને નખ પ્રસારીને ઉભાં છે. મહારાજાએ મોટેથી ઉચ્છ્વાસ લેવા માંડ્યો. એમને લાગ્યું કે, આ પ્રેમભાવહીન, હાનીકારક રાજ્યમાં રહીને પોતાના જાતિબાંધવનાં મનમાં કેવલ હિંસા, લોભ અને શત્રુતાની આગના ભડકા શા માટે કરવા? પ્રાણથી અધિક પ્રિય આત્મીય જન સિંહાસન જોઈને મનમાં ને મનમાં દાંત કચકચાવે :અને સાંકળે બાંધેલા ભયંકર શ્વાન પેરે આક્રમણ કરવાની સંધિ શોધી રહે – એવા લોકના તીવ્ર નખાઘાતથી છિન્નભિન્ન થવાને બદલે અને રક્ત પિપાસાથી દૂર થવાને માટે અહીંથી બીજે ક્યાંક ચાલ્યા જવું શ્રેયસ્કર છે!

મહારાજા ઉઠીને ઉભા થયા. પ્રાતઃકાલની પ્રસન્ન શોભા અત્યારે વિલીન થઈ ગઈ હતી. ગંભીર સ્વરે મહારાજાએ કહ્યું: "આજ તું અને હું ત્રીજા પ્રહરે ગોમતી તીરે નિર્જન વનમાં ફરવા જઈશું."

ગંભીર સ્વરે થયેલી આ આજ્ઞા વિરૂદ્ધ નક્ષત્રરાયથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ; પરંતુ અનેક શંકાઆશંકાઓથી તેનું મન પરિપૂર્ણ થઇ ગયું. મહારાજા મારી તરફ આટલી બધી વાર સુધી સ્થિરભાવે જોતા કેમ બેસી રહ્યા? શું મારા મનના વિચારો તે સમજી ગયા? મારા અંધકારમય હૃદયમાં થઇ રહેલો ખળભળાટ શું તેમના ખ્યાલમાં આવી ગયો? આવા આવા વિચારો આવતાં જ નક્ષત્રરાય ગભરાઇ ગયો. એને લાગ્યું કે, મારા મનનાં તુફાન મહારાજા સમજી ચૂકયા છે. અને પોતાના મનોભાવ તેમની આગળ પ્રકાશિત થઈ ગયાના ભયથી તેણે એકવાર ફરીથી ભયભીત નજરે તેમના મુખ તરફ નજર કરી. એ વદન પર ગંભીરતા, શાંતિ અને ઉદાસીનતા વિરાજીત હતાં, એવું તેણે સ્પષ્ટ જોયું. એ મુખમંડલમાં લેશ માત્ર રોષભાવ ન હતો. નક્ષત્રરાયને લાગ્યું કે – કેવલ મનુષ્ય હૃદયની ક્રૂરતા અને કઠોરતા જોઇ ને મહારાજાનું મન અપાર શોકથી પરિવ્યાપ્ત થઈ ગયેલું છે.

એ સમય આવી પહોચ્યો. હજી આકાશમાં વાદળ દળ હતાં. નક્ષત્રરાય સાથે મહારાજા પગપાળા નિર્જન વન તરફ જવા લાગ્યા. સન્ધ્યાકાળ થવાને હજી થોડોક અવકાશ હતો. પણ મેઘરચિત અંધકારથી સન્ધ્યાકાળનો ભ્રમ થતો હતો. જંગલમાં 'કા, કા' કરતા કાગડા અહીં તહીં ઉડતા હતા. એક – બે સમડીઓ ઉંચે ઉંચે આકાશમાં ઉડતી દેખાતી હતી. બન્ને ભાઈઓએ જ્યારે એ નિબિડ વનમાં પ્રવેશ કર્યો ત્યારે નક્ષત્રરાયનું શરીર થર્ થર્ કંપવા લાગ્યું.

વનમાં મોટાં અને પુરાતન વૃક્ષ સ્થિરભાવથી ઉભાં હતાં. કાંઈ જ ન બોલતાં જાણે એકાદ કીટકનો ચાલવાનો શબ્દ પણ તે સાંભળતાં હોય એમ જણાતું હતું. એ વૃક્ષો પોતાની છાયા તરફ અને પોતાની નીચે જામેલા અંધારા તરફ જાણે નજર નાંખી રહ્યાં હતાં. એ જટિલ રહસ્યમય વનમાંથી બહાર જતા રહેવા નક્ષત્રરાયને ઇચ્છા થઇ પણ

તેના પગ તેમ કરી શકયા નહિ! ચારે તરફ અભંગ શાંતિ હતી. એનું કાળજું તેથી ધડકી રહ્યું. સંદેહ અને ભયથી એ ઘેરાઈ ગયો. મહારાજા અત્યારે સન્ધ્યાકાળે ચૂપકીદીથી એને કયાં લઈ જતા હતા, એની સમજ એને પડી નહિ 'હું મહારાજાનો બંદીવાન છું અને પોતાના માર્ગમાંથી મને દૂર કરવા તેઓ વનમાં લઈ જાય છે' એમ એને લાગ્યું. આ વખતે નાસી જાઉં તો જરૂર બચી જાઉં એવી વૃત્તિ થવા છતાં જાણે એના પગ બાંધીને કોઈ એને લઇ જાય છે એમ તે અનુભવવા લાગ્યો! "હવે સંરક્ષણનો કોઈ જ ઉપાય નથી!" તે મનોગત બોલ્યો.

એ વનમાં ખૂબ જગ્યા ખુલ્લી હતી. એક પ્રાકૃતિક બેટ જેવી જગ્યાએ તેઓ પહોંચ્યા. નજીકમાં જ પાણી વહેતું હતું. એ મનોહર સ્થળે ફરતાં ફરતાં મહારાજાએ એકદમ ઉભા રહીને નક્ષત્રરાયને કહ્યું: "ઉભો રહે!"

નક્ષત્રરાય ગભરાઈને ઉભો રહ્યો. એને લાગ્યું કે, મહારાજાની આજ્ઞા સાંભળીને કાલગતિ પણ બંધ થઈ હોત! એ જ વખતે તે વનમાંનાં વૃક્ષો પણ સ્થિર બની ગયાં. પૃથ્વી અને આકાશ જાણે શ્વાસ રોકીને એ બંધુદ્વય તરફ નિહાળી રહ્યાં, પક્ષીગણનો કોલાહલ બંધ પડયો. વનમાં નિરવ શાન્તિ પ્રસરી ગઈ. કોઈ પણ શબ્દ ન સાંભળતાં જાણે "ઉભો રહે!" એ આજ્ઞા વીજળીની ગતિથી ઝાડે ઝાડે અને તેમની ડાળીએ ડાળીએ ફરી વળી; પરંતુ ઝાડનાં પાંદડાં જાણે નક્ષત્રરાયની હૃદયગતિની પરીક્ષા કરી ચૂકયાં હોય તેમ ફફડવા લાગ્યાં. નક્ષત્રરાય જ્યારે એ વૃક્ષોની પેઠે સ્થિર ભાવે ઉભો રહ્યો ત્યારે તેનું અંતઃકરણ વૃક્ષનાં પાદડાંની પેઠે ફફડવા લાગ્યું!

મહારાજાએ નક્ષત્રરાયના મુખ પ્રતિ પોતાની મર્માંતિક અને વિષાદયુકત દૃષ્ટિ સ્થિર કરી અને કોમલ સ્વરે કહ્યું: "નક્ષત્રરાય, મને મારી નાંખવાની તારી ઈચ્છા છે, ખરૂં ને?"

નક્ષત્રરાયનું કાળજું દ્રવી ગયું. વજ્રનો આઘાત થયો હોય એમ તે ચોંક્યો. ઉત્તર દેવાની તેને શુદ્ધિ જ ન રહી.

મહારાજા: "નક્ષત્ર, તું મને શા માટે મારી નાખવા માગે છે, એ તો કહે? રાજ્યલોભ ખાતર ને? નક્ષત્ર, રાજ્ય એટલે કેવલ સોનાનું સિંહાસન, હીરાનો મુકુટ કે રાજછત્ર એજ વસ્તુઓ નથી, એ તું જાણે છે કે? મુકુટ, રાજછત્ર અને રાજદંડનો ભાર કેટલો બધો હોય હોય છે તેની તને ખબર છે કે? લાખ્ખો મનુષ્યની ચિંતા, એ હીરાના મુકુટમાં વ્યાપેલી હોય છે. તું જો રાજ્ય મેળવવા ઈચ્છતો હોય તો હઝારો મનુષ્યનાં જ ફક્ત નહિ પણ પ્રાણીઓનાં દુઃખની પણ તારે દરકાર કરવી જોઈશે. તેમનાં દુઃખને તું તારાં દુઃખ કેમ સમજતો નથી? હઝારોની વિપત્તિ, એ તારી જ વિપત્તિ સમજ. હઝારોની દરિદ્રતા, એ તારી જ દરિદ્રતા જાણ અને એ રીતે લોકનાં હૃદય સાથે હૃદય મેળવ; એટલે રાજ્ય, એ કેવા સુખની વસ્તુ છે તેની તને સમજ પડશે. જે આ રીતે વર્તે તેજ રાજા – ભલે પછી તે ઝુંપડીમાં કે મહેલમાં વસતો હોય. જે સર્વને પોતાના જેવાં ગણે છે તે જ સર્વ લોકનો છે. તેનાં ઐશ્વર્ય, પ્રતિષ્ઠા અને સુખ અસંખ્ય સેનાથી પણ હરી શકાય નહિ. પૃથ્વીની સંપત્તિ અને રક્તનો જે નિષ્કર્ષ કરે છે તે લૂંટારો છે, હઝારો અભાગીની અશ્રુધારા તેના મસ્તક પર રાત દિવસ વરસ્યા કરે છે. એ અભિશાપમાંથી કોઈ રાજછત્ર તેને મુક્ત કરી શકે જ નહિ, તેના અધિક ને અધિક રાજ-ભોગમાં સેંકડો ભૂખ્યાની ભૂખ સમાયલી હોય છે. જે અસહાય લોકનાં દારિદ્ર જેમ ને તેમ રાખીને પોતે સુવર્ણ આભૂષણ અંગે ધારણ કરે છે તે આભૂષણની કાંતિ લોકકાંતિ કરતાં યે વધારે કાળી હોય છે, જમીન સુધી નીચે લબડતાં તેનાં કિંમતી વસ્ત્રોમાં ગરીબ લોકનાં ચીંથરાં સમાયલાં હોય છે, નક્ષત્ર, રાજાને મારવાથી કોઈને રાજ્ય મળતું નથી. પણ એવું રાજ્ય મેળવવાને બદલે પૃથ્વીને વશ કરીને રાજા બનવું શ્રેયસ્કર છે."

ગોવિન્દમાણિક્ય આટલું કહીને ચૂપ રહ્યા. નક્ષત્રરાય નીચું મુખ કરીને ઉભો રહ્યો.

ગોવિન્દમાણિક્યે મ્યાનમાંથી તલવાર બહાર કાઢી અને નક્ષત્રરાયને આપવા માટે ધરી રાખતાં કહ્યું: " ભાઈ, આ જગ્યાએ કોઈ સાક્ષી નથી. જો કોઈને પોતાના ભાઈનો વધ કરવો હોય તો તે માટે આ જગ્યા બહુ જ સરસ છે. અહીં તું મારૂં મૃત્યુ નીપજાવીશ તો કોઈ તારી નિન્દા કરે એવું નથી. તારી અને મારી નાડીમાં એક જ લોહી વહે છે — એક જ માતપિતા અને એક જ દાદાવડવાઓનાં લોહી વહે છે. તું એ રકતનો નાશ કરવા ઇચ્છે છે તો ખુશીથી તેમ કર. પણ આવું કૃત્ય જ્યાં મનુષ્યોનો વાસ હોય ત્યાં તો ન જ કરીશ, કારણ કે, ત્યાં એ રકતના ડાઘ પડશે. વળી ત્યાં ગુપ્ત રીતે પવિત્ર ભ્રાતૃભાવનાં બંધન ઢીલાં પડશે નહિ. પાપનો અંત ક્યાં આવે છે એની કોને ખબર છે ? પણ પાપનું એક બીજ એક સ્થલે પડ્યું તો તેને છુપાવવાને કોટિ પ્રયત્ન કરવા છતાંયે તે બીજમાંથી હઝારો વૃક્ષ ઉત્પન્ન થાય છે જ અને તેને લીધે મનુષ્યોનો આ સુંદર સમાજ ધીમે ધીમે માટીમાં મળી જાય છે જ. આમ શી રીતે બને છે એની સમજ કોઇને પડતી નથી. આથી શહેરમાં, ગામડામાં અને જ્યાં જ્યાં નિઃશંક ભાવભેર ભાઈ, ભાઈ ઉપર પ્રેમ કરે છે, તે સ્થલે તું તારા ભાઈનો વધ કરે નહિ એટલા ખાતર હું તને અહીં કેવલ નિર્જન સ્થાનમાં લઈ આવ્યો છું."

મહારાજાએ નક્ષત્રરાયના હાથમાં તલવાર આપી; પણ નક્ષત્રરાયથી તે ઝાલી શકાઈ નહિ. પોતાના મુખ ઉપર તે પોતાના બન્ને હાથ ઢાંકી રહ્યો. તે રૂંધાયલા કંઠથી બોલ્યો: " મોટાભાઈ, હું અપરાધી છું. મારા મનમાં આવી દુષ્ટ ભાવના કદી ઉત્પન્ન થઈ નથી."

મહારાજાએ નક્ષત્રરાયને છાતી સરસો ચાંપ્યો અને કહ્યું : "હું તે જાણું છું. તું મારો વધ કદી પણ ન કરે એ વિષે મને ખાત્રી હતી; પણ તને કોઈકે આ નિંદ્ય માર્ગ લેવા કહ્યું હતું. એમાં તારો કંઈ જ દોષ નથી."

નક્ષત્રરાય : " બીજો કોઈ નહિ પણ રઘુપતિ વારંવાર મને આવો ઉપદેશ કરે છે."

" એનો સંગ છોડ, એના વિચારો દૂર કર."

" આપ જ કહો; હું હવે ક્યાં જાઉં ? મને હવે અહીં રહેવાની ઈચ્છા નથી. અહીંથી નાસી છૂટવું જ ઠીક, એમ મને લાગ્યા કરે છે."

" તું મારી નિકટ રહે. ક્યાંયે જઈશ નહિ. રઘુપતિ તને શું કરી શકનાર છે ?"

નક્ષત્રરાયે મહારાજાનો હાથ મજબૂત રીતે ઝાલ્યો–જાણે રઘુપતિ પોતાને ઘસડી જતો હોય એવો એને ભય લાગ્યો !

## ૧૧

નક્ષત્રરાય રાજાનો હસ્ત પકડીને વનમાંથી મહેલ તરફ પાછો વળતો હતો ત્યારે આકાશમાંથી થોડો થોડો પ્રકાશ આવતો હતો. પણ વનના મધ્ય ભાગમાં ઘોર અન્ધકાર છવાયેલો હતો — જાણે ત્યાં અંધકારનો ખજાનો જ ભર્યો હતો ! હવે ફક્ત વૃક્ષોના ઓળા દેખાતા હતા. થોડીવારે તે પણ ન દેખાયા હતા અને અન્ધકારે ધરણી અને આકાશ બેયને ઢાંકી દીધાં.

મહારાજા રાજભવનમાં ગયા નહિ અને દેવીના મંદિરને માર્ગે જવા લાગ્યા. સાયંકાલની આરતી આટોપીને રઘુપતિ અને જયસિંહ પોતાના ખંડમાં દીવો કરીને બેઠા હતા. ગંભીર ભાવ ધારણ કરીને બન્ને જણ કોણ જાણે શાયે વિચારમાં નિમગ્ન થઈ ગયા હતા. દીપકના પ્રકાશમાં તે બન્નેની છાયાઓ ભીંત પર પડતી હતી.

નક્ષત્રરાયે રઘુપતિને જોઈને પોતાનું મોં ફેરવી લીધું. તે પોતાનું મોં એને બતાવવા માગતો ન હતો. રાજાના પડછાયામાં તે ઉભો રહ્યો

અને જમીન તરફ જોઈ રહ્યો. નક્ષત્રરાય પાછળ રહેતો હતો એવું જોઇને રાજાએ તેનો હાથ ઝાલ્યો અને દૃઢતાથી આગળ લાવીને રઘુપતિની સામે તેને ઉભો રાખ્યો. રાજાએ એકીટશે મર્મભેદી દૃષ્ટિથી રઘુપતિ સામે ટીકયા કર્યું.

રઘુપતિએ નક્ષત્રરાય તરફ તીવ્ર નજરે કટાક્ષપાત કર્યો. એ બાદ મહારાજાએ રઘુપતિને પ્રણામ કર્યા. નક્ષત્રરાયે પણ મહારાજાની પેઠે રઘુપતિને પ્રણામ કર્યા. પ્રણામ સ્વીકારીને રઘુપતિ ગંભીર સ્વરે બોલ્યોઃ "મહારાજાનું કલ્યાણ થાઓ. રાજ્યમાં સર્વત્ર કુશલતા છે ને ?"

થોડીવારે મહારાજા બોલ્યાઃ "આપ એવો આશીર્વાદ આપો કે જેથી કરીને રાજ્યનું કાંઈ અશુભ થાય નહિ; ઉપરાંત, જગદંબાનાં સંતાન માંહે માંહે એકઠાં મળીને પ્રેમભાવથી રહેઃ કોઈ ભાઈની પાસેથી તેના ભાઈને બહેકાવીને કોઈ લઈ જાય નહિ; જ્યાં પ્રેમસાગર ભરપૂર છે ત્યાં હિંસાનું નામ માત્ર નહોય. આવો આપનો આશીર્વાદ મને જોઈએ છે. રાજ્યનું અશુભ થશે, એવા ભયથી હું અહીં આવ્યો છું. પાપરૂપ ચીનગારીઓથી દાવાગ્નિ ભડભડ સળગી રહ્યો છે. આપ તેને શાન્ત કરો. તેના પર પ્રેમ રૂપી જલ વરસાવો. પૃથ્વીને શીતલ બનાવો."

રઘુપતિઃ "દેવીનો ક્રોધાગ્નિ સચેત કર્યા પછી તેને શાન્ત કરવા કોણ સમર્થ છે ? એકના અપરાધને ખાતર હઝારો નિરપરાધી જીવ એ અગ્નિમાં ભસ્મીભૂત થઈ જાય છે !"

મહારાજાઃ "મને વિશેષ ભય છે એ જ બાબતનો ! શું આ પ્રકાર જાણ્યા પછી કોઈ તેનાથી ભયભીત નહિ થને ? આ રાજ્યમાં દેવીનું નામ દઈને દેવીના નિયમોનો ભંગ કરવામાં આવે છે. એ મૂર્તિમંત અશુભ નિહાળીને જ હું ખાસ આજે આ સંધ્યાકાલે અહીં આવ્યો છું. આ સ્થલે પાપનાં વૃક્ષ રોપીને આ મારા ધનધાન્યસુખથી પરિપૂર્ણ રાજ્યમાં આપ દેવીના કોપરૂપી વજ્રનું આવાહન કરશો નહિ. આપને હું આ કહેવા આવ્યો છું."

અત્રે મહારાજાએ પોતાની મર્મભેદી દૃષ્ટિ રઘુપતિ તરફ નાંખી. રાજાનો ગંભીર સ્વર મંદિરમાં ગુંજી રહ્યો. રઘુપતિએ કાંઈ જવાબ દીધો નહિ. જનોઇ પર તેનો પડેલો હાથ કંપિત થવા લાગ્યો.

રાજા તેને પ્રણામ કરીને નક્ષત્રરાયનો હાથ ઝાલીને બહાર નીસર્યા. એ ખંડમાં એક ધીમો બળતો દીપક, રઘુપતિ અને રઘુપતિની છાયા એટલાં જ ફક્ત રહ્યાં.

આકાશમાં પ્રકાશનું નામ સુદ્ધાં ન હતું. તારાગણ વાદળાંમાં લપાઈ ગયો હતો. અતિશય ગાઢ અંધકારમાં પવનની લહેરો આવતી હતી. કદંબ પુષ્પની સુગંધ, તેને લીધે મનને આનંદ દેતી હતી. વનનાં પાંદડાંનો ખડખડાટ સંભળાતો હતો. ચિંતામાં નિમગ્ન થઇને મહારાજા રાજમાર્ગ ઉપરથી જતા હતા. એવામાં પાછળથી કોઈએ બૂમ મારીઃ "મહારાજ!"

મહારાજાએ મોં પાછું વાળીને જોયું અને પૂછ્યું: "કોણ છે?"

ઉતર મળ્યો: "હું આપનો અધમ દાસ જયસિંહ. મહારાજ, આપ મારા ગુરુ અને પ્રભુ છો. નક્ષત્રરાયની પેઠે આપ મારો કર સાહો; અને અંધકારમાંથી બહાર લઈ જાઓ. મારી આસપાસ અતિશય અંધકાર છે. ખરૂં શું અને ખોટું શું એની કશી સમજ મને પડતી નથી. હું ઘડી ડાબી પાસ જાઉં છું તો ઘડી જમણી પાસ; પણ મને સન્માર્ગે લઇ જનાર કોઈ નથી."

એ અંધકારમાં જયસિંહની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં પણ તે કોઈએ જોયાં નહિ. કેવળ એનો કરૂણાજનક સ્વર, થરકાટ ભર્યું દુઃખપૂર્ણ નિવેદન, મહારાજાને કર્ણગોચર થઇ રહ્યું. પવન લહરિથી જેમ સમુદ્ર ચંચલ બની જઇને કંપે છે તેમ જયસિંહના આર્ત્તસ્વરથી ગંભીર ઘોર અંધકાર પણ કંપિત થતો લાગ્યો!

રાજાએ જયસિંહનો હાથ ઝાલ્યો અને કહ્યું: "મારી સાથે રાજમહેલમાં ચાલ."

## ૧૨

બીજે દિન જ્યારે જયસિંહ મંદિરમાં પાછો ફર્યો ત્યારે પૂજા વેળા વીતી ચૂકી હતી. રઘુપતિ ઉદાસ ચહેરે બેઠો હતો. પૂજા વેળા જયસિંહ કદી ન હોય એવું અગાઉ કદી બન્યું હતું.

જયસિંહ તેની પાસે ગયો નહિ. તે બાગમાં ગયો; અને એક વૃક્ષ નીચે બેઠો. આસપાસનાં વૃક્ષનાં પાંદડાં હાલતાં હતાં – જાણે એમનો નાચ થતો ન હોય, એવું દૃશ્ય દેખાતું હતું.

જયસિંહ ચૂપચાપ તે જોઈ રહ્યો. શાંતિમય પ્રકૃતિ – કુંજમાં એ વિચારોમાં ધ્યાનમગ્ન થઈ ગયો હતો. મહારાજાએ તેને ગઈ કાલે રાત્રે જે ઉપદેશ દીધો હતો તે તેના મનમાં ઘોળાઈ રહ્યો હતો.

એ વખતે ધીમે ધીમે રઘુપતિ ત્યાં આવ્યો અને તેણે તેના ખભા હાથ મૂક્યો. જયસિંહ ચમક્યો. રઘુપતિ જયસિંહ પાસે બેઠો; અને તેના મોં તરફ જોતાં ગદ્‌ગદ્ કંઠે બોલ્યોઃ

"જયસિંહ, તારા ભાવ મને આજે આવા કેમ દેખાય છે? મેં તારૂં શું નુકશાન કર્યું છે કે, તું મારાથી દૂર ને દૂર રહે છે?"

જયસિંહના મનમાં કાંઈક બોલવાની ઉત્કંઠા થઈ આવી. તે બોલવા યત્ન કરે તે પહેલાં રઘુપતિ પુનઃ બોલ્યોઃ "શું તને એમ લાગ્યું છે કે, તારા ઉપરનો મારો પ્રેમ ઓછો થયો છે? શું તારા વિષે મને અભાવ આવ્યો છે, એવું તને લાગ્યું છે? જયસિંહ, મેં તારો અપરાધ શો કર્યો છે કે તું મારી સાથે આવું વર્તન કરે છે? પણ લક્ષમાં રાખ. કદાપિ મારાથી તારો કંઈ અપરાધ થયો હોય તોપણ હું તારો ગુરૂ છું. હું તારા પિતા સમાન છું. હું તારી પાસે ક્ષમાની ભિક્ષા માગું છું. મને ક્ષમાદાન દે."

જયસિંહની સ્થિતિ વજ્રના આઘાત જેવી થઈ પડી. તે કંપવા લાગ્યો. ગુરૂનાં ચરણ પકડીને તે રોવા લાગ્યો. તે બોલ્યોઃ

"હું અજ્ઞાન છું. મને કાંઈ સમજાતું નથી. હું ક્યાં છું? ઉભો છું, બેઠો છું કે ચાલું છું, એની કશી સમજણ મને પડતી નથી!"

રઘુપતિએ જયસિંહનો હાથ ઝાલીને કહ્યુંઃ 'વત્સ, મેં તારા પર નાનપણથી જ પ્રેમ કરીને તારૂં લાલન પાલન કર્યું છે. તને મેં નાનેથી મોટો કર્યો; વિદ્યા શીખવી, શાસ્ત્રોનું અધ્યયન કરાવ્યું; અને તારા પર પૂર્ણ વિશ્વાસ રાખ્યો. મેં તને હમેશાં મારા વિચારોથી વાકેફગાર કરેલો છે. પણ આજ તને મારી પાસેથી દૂર દૂર કોણ ખેંચી જાય છે તેની મને સમજ પડતી નથી! તને ચઢવણી કોણ કરે છે? આટલા દિવસના સ્નેહમમત્વનાં બંધન કોણ તોડીફાડી નાંખે છે? મારા પર તારો દેવદીધેલ અધિકાર છે. એ પવિત્ર અધિકારમાં હસ્તક્ષેપ કોણ કરે છે? કહે, બાલ, કહે, એ મહાપાપીનું નામ મને કહે."

"પ્રભો, આપની પાસેથી મને કોઈ વિખૂટો કરી શકે તેમ

નથીઃ હું પોતે જ આપનાથી દૂર થયો છું. હું તો ઘરમાં હતો પણ હું મારી મેળે ત્યાંથી બહાર નીકળ્યો! રસ્તામાં હવે રઝળું છું! આપે મને કહ્યું: "કોણ કોનાં છે? કોનો બાપ કોણ? કોની માતા કોણ? કોનો ભાઈ કોણ? કોઈ કોઈનું નથી! જગતમાં કોઈને કોઈની સાથે સંબંધ નથી!" આપે મને શીખવ્યું કે, સ્નેહ કિંવા પ્રેમનો પવિત્ર અધિકાર જ નથી! હું જેને 'માતા' ગણતો હતો તેને આપે 'શક્તિ' કહી બતાવી! જે સ્થળે ભાઈ ભાઈમાં કલહ થાય છે; જ્યાં બે માણસો પરસ્પર લડે છેઃ ત્યાં તૃષિત પ્રકૃતિ – શક્તિ પોતાનું ખપ્પર રક્ત-લાલસાથી હાથમાં લઈને ઉભેલી જણાય છે! આપે મને નિષ્કારણ સ્નેહમયી માતાની ગોદમાંથી બહાર કાઢીને રાક્ષસણીના રાજ્યમાં નાંખ્યો!"

રઘુપતિ બહુ વખત સુધી સ્થિર ભાવે બેસી રહ્યો. છેવટે એક લાંબો નિસાસો નાંખીને તે બોલ્યોઃ "ત્યારે હવે તું સ્વતંત્ર બન્યો! બંધન છેદીને મુક્ત બન્યો! તારા ઉપરથી હું મારો સંપૂર્ણ અધિકાર ઉઠાવી લઉં છું. હવે પછી તને જ્યાં સુખ લાગે, તું જ્યાં સુખી થઈશ એમ તને લાગે, ત્યાં બેલાશક જા. ખુશીથી જા."

રઘુપતિ ઉઠવા લાગ્યો. જયસિંહ તેના પગ પકડીને બોલ્યોઃ "નહિ પ્રભો, આપ મારો ત્યાગ કરશો તોપણ હું આપને છોડીને જઇશ નહિ. હું આપનાં ચરણ સમીપ જ રહીશ. આપની ઈચ્છાનુસાર વર્તીશ. આપ જે માર્ગ ચીંધશો તે સિવાય બીજો કોઈ માર્ગ નહિ લઉં."

રઘુપતિએ જયસિંહને આલિંગન કર્યું. તેનાં નેત્રમાંનાં અશ્રુ જયસિંહના ખભા પર પડયાં.

# ૧૩

મંદિરમાં લોકની ગીરદી જામી હતી. ભારે કોલાહલ થઇ રહ્યો હતો. રઘુપતિએ ત્રાસ પામીને ઘાંટો પાડયો: "તમે બધા અહીં શા માટે આવ્યા છો?"

"અમે ભુવનેશ્વરીનાં દર્શન કરવા આવ્યા છીએ" વિનીત સ્વરોમાં જવાબ મળ્યો.

રઘુપતિ: "દેવી છે ક્યાં? દેવી તો આ રાજ્ય છોડીને જતી રહી છે! તમે હવે તેનાં દર્શન કરી શકશો નહિ."

ભારે ઘોંઘાટ થઇ રહ્યો. ચારે પાસે જુદી જુદી તરેહનો ગણુ-ગણાટ સંભળાઈ રહ્યો.

એક જણે પૂછ્યું: "પૂજારી મહારાજ, અમારો અપરાધ શો છે?"

રઘુપતિઃ "હવે માતા કોઈ રીતે પ્રસન્ન થશે જ નહિ!"

બીજાએ અકળાઈને કહ્યું: "મારો ભત્રીજો બિમાર હતો તેથી જ એક દિવસ મારાથી પૂજા કરવા અવાયું નહિ!" એને એમ લાગ્યું કે, પોતે પૂજન માટે આવ્યો નહિ, તેથી દેવીનું અપમાન થયું! અને એ અપમાનથી રિસાઈને દેવી આ દેશમાંથી ચાલ્યાં ગયાં!

એક ત્રીજો બોલ્યો: "મેં ભગવતીને એ બકરાંનું બલિદાન દેવાનો સંકલ્પ કર્યો હતો; પણ હું લાંબી મુસાફરીએ ગયો હોવાથી આવી શક્યો ન હતો. મને મોડું થયું તેથી જ રાજ્યનું અશુભ થયું!" વળી ચોથો કહેવા લાગ્યો: "ગોવર્ધને રાખેલી બાધા પૂરી કરી નહિ તેથી જ દેવીએ એના પર દુઃખ નાંખ્યું! મહિના સુધી તે પીડાયો!" પાંચમાએ ટાપસી પૂરી: "મુઓ એ ગોવર્ધન! આપણને એની કંઈ કનવાર નથી! પણ ભગવતી આ દેશમાં રહે તો જ ઠીક થાય."

કેટલાક જણ મનમાંને મનમાં પ્રાર્થના કરવા લાગ્યા. ગીરદીમાંથી એક સ્થૂલકાય પુરુષ આગળ આવ્યો. રઘુપતિને હાથ જોડીને તેણે પૂછ્યું: "પૂજારી મહારાજ, દેવી ક્યાં જતાં રહ્યાં? અમે એમનો શો અપરાધ કર્યો છે?"

પૂજારી મહારાજ બોલ્યા: "તમે લોકો દેવીને રક્તનું એક ટીપું સુદ્ધાં અર્પી શક્યા નથી! આવી જ તમારી ભક્તિ, કે?!"

લોકો નિરુત્તર રહ્યા. પૂજારીએ આગળ કહેવા માંડ્યું; પણ અધવચ્ચ કેટલાકે કહ્યું: "રાજાએ મનાઈ કરી છે એટલે અમે શું કરી શકીએ?"

જયસિંહ પાષાણમૂર્તિ પેઠે એક જગાએ બેસી રહેલો હતો. ગળા સુધી તે એક વાક્ય બોલ્યો: "રાજાની મનાઈ નહિ, દેવીની

મનાઈ—" પણ હોઠ સુધી આવ્યા પછી તે વાક્ય આગળ વધ્યું નહિ. સંયમ ધારણ કરીને તે ચૂપ રહ્યો.

રઘુપતિએ ઉચ્ચ સ્વરે કહ્યું: "રાજા કોણ છે ? દેવીનું સિંહાસન શું રાજાના અમલમાં નીચું છે ? રાજ્યના રાજા કરતાં દેવીની મહત્તા વિશેષ છે, છતાં જો રાજાને તમે મહાન ગણતા હો તો તેની ઓથે રહો. હું જોતો રહીશ કે, તમારૂં રક્ષણ કોણ કરે છે ?"

આ સાંભળીને લોકો ગભરાઈ ગયા. માંહે માંહે તે આ સંબંધમાં ચર્ચા કરવા લાગ્યા. રઘુપતિએ આગળ કહેવા માંડયું: "રાજાને મહાન્ સમજીને તમે દેવીનું અપમાન કર્યું છે. તેથી દેવીએ આ દેશમાંથી વિદાય લીધી છે. તમને સુખે રહેવું ગમતું હોય એમ નથી લાગતું. ત્રણ વર્ષ રાહ જુઓ. આ આખા દેશમાં મનુષ્યનું અસ્તિત્વ સુદ્ધાં રહેશે નહિ! તમે અને તમારો વંશ રાખોડીમાં ભળી જશો !"

સમુદ્ર - તરંગની પેઠે જનસમૂહમાંથી અસ્પષ્ટ ઘોર ગંભીર રવ સંભળાવા લાગ્યા. એક દીર્ઘકાય મનુષ્યે હાથ જોડીને રઘુપતિને કહ્યું: "સંતાન જો કાંઈ અપરાધ કરે તો માતા તેની ક્ષમા કરે છે. એટલું જ નહિ પણ સંતાનને સમજાવે છે; પણ એકદમ દેશ છોડી જતી નથી. આથી જ પ્રભો, કોઈપણ રીતે માતાને પુનઃ આ દેશમાં લાવવાં જોઈએ. કહો, એ કેવી રીતે બને ?"

રઘુપતિ: "તમારો રાજા જ્યારે આ દેશમાંથી બહાર જશે ત્યારે જ માતા આ દેશમાં પુનઃ પગ મૂકશે!"

રઘુપતિની વાણી સાંભળતાં જ લોકે એકદમ કોલાહલ બંધ પાડયો. ચોમેર નિઃસ્તબ્ધતા પ્રસરી ગઈ. સૌ એક બીજા તરફ જોઈ રહ્યા; પણ કોઈના મોંમાંથી ચકાર શબ્દ પણ નીકળ્યો નહિ!

મેઘસમાન ગંભીર સ્વરે રઘુપતિ બોલ્યો: " તમારે જો હમણાં જ માનાં દર્શન કરવાં હોય તો મારી સાથે અંદર આવો. તમે ભારે આશાભર્યા અંતરથી અહીં આવ્યા છો, તો મા જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તેનાં દર્શન કરો."

લોકો ભયભીત અંતઃકરણે મંદિરના અંદરના ભાગમાં ગયા. તેમણે શું જોયું? ભીતરનાં દ્વાર બંધ હતાં. રઘુપતિએ તે હળવેથી ઉઘાડયાં. ચોમેર નિરવતા હતી. લોકોએ જોયું કે, માની મૂર્તિની પીઠ દેખાતી હતી! ભવાનીની પીઠ જોઈને લોકો એ રૂદન કરીને કોલાહલ મચાવ્યો.

" મા! મા! એકવાર દયા કરીને અમારા સામું જુઓ. અમારો શો અપરાધ થયો છે? માતા, તમે કયાં ગયાં?" ચોમેર એનો પ્રતિધ્વનિ પડી રહ્યો: " માતા કયાં ગયા? માતા કયાં ગયાં?"

" હા! હવે શું થશે!' એમ કહેતા કેટલાક લોક મૂર્છિત થઇ ગયા. ત્યાં આવેલાંમાં કેટલાંક બાળક પણ હતાં. તેમને સમજ પડી નહીં કે, આ ગભરાટ શા માટે છે? પરંતુ મોટાંઓ રૂદન કરતાં હતાં એટલે બાળકો પણ રૂદન કરવા લાગ્યાં. કેટલાંય વૃદ્ધજન બાલકોની માફક છાતી માથાં કૂટતા રોવા લાગ્યાં. 'અમને તજીને તમે કયાં ગયાં માતાજી!' એવા સવાલ તેઓ વારંવાર કરતા રહ્યા. સ્ત્રીઓના ઘૂમટા દૂર થઈ ગયા. એમનાં વસ્ત્ર વિચલિત થયાં. વિકલતાથી તેઓ છાતીઓ કૂટવા લાગી. તરૂણો મોટેથી બૂમો મારતા કંપિત સ્વરે કહેવા લાગ્યા: " માતા, અમે તને પાછી લાવ્યા વિના જંપીશું નહિ."

એક પાગલ ગાવા લાગ્યો:

" છે ના સાચી માતા આ તો પથ્થર કેરી છે મૂરત!
અરે! તેથી એ જોઈ શકે ના, સંતાનો કેરી સૂરત?"

મંદિરનાં દ્વારમ ઉભે ઉભે જાણે આખું રાજ્ય: "માતા! માતા!" એવા વિલાપ કરતું હોય એમ જણાયું. પણ દેવીની પાષાણ મૂર્તિ પીઠ ફેરવીને જ ઉભેલી રહી!

બીજા પ્રહરનો પ્રખર તાપ પડવા લાગ્યો. લોક હજી પણ જેમ ને તેમ ઉભા જ રહ્યા હતા! તેઓ નિરાહાર હતાં. તેઓ રૂદન કરતાં હતાં.

જયસિંહ થરથર કંપતે પગે રઘુપતિ પાસે ગયો. તેના પગ ઝાલીને તે બોલ્યો: "પ્રભો, શું હું કાંઈ કહી શકું નહિ?"

રઘુપતિ: "ના. એક પણ શબ્દ નહિ!"

જયસિંહ: "શું આમાં શંકાને કાંઈ જ સ્થાન નથી?"

રઘુપતિ: "ના. બિલકુલ નથી!"

જયસિંહ: "શું લોકને આમાં વિશ્વાસ પડશે?"

રઘુપતિ: "અવશ્ય!"

જયસિંહે છાતીમાં મુક્કી મારીને કહ્યું: "હા! મારૂં કાળજું ફાટી જાય છે!" તે લોકની ગીરદીમાંથી બહાર જતો રહ્યો!

## ૧૪

અષાઢ શુદિ ચતુર્દશી આવી પહોંચી. આજ રાત્રે ૧૪ દેવતાની પૂજા થવાની હતી. પ્રાતઃકાલથી તાલવનને ઓથે સૂરજ ઉગ્યો ત્યારે પૂર્વ દિશા વાદળાંથી વિમુક્ત હતી, સૂર્યનાં સોનેરી કિરણુ ઉપવનમાં પડતાં હતાં. જયસિંહ જ્યારે તે વનમાં જઇને બેઠો ત્યારે એના મનમાં બધી પાછલી વાતોની યાદદાસ્ત જાગૃત થઈ.

તેને બાલપણુ યાદ આવ્યું. એ ઉપવનમાં સફેદ પથ્થરનાં પગથિયાં ઉપર તે કદીક બેસતો. વિશાળ વડલાની છાયા નીચે તે કદીક બેસતો. ત્યાંથી વહી જતી ગોમતી નદીનો પ્રવાહ તે નિહાળીને આનંદ પામતો. એ બધાં પ્રિય દશ્ય નાનપણુમાં તેના મનને મુગ્ધ કરી દેતાં હતાં. આજે એ દશ્યો પુનઃ હસી હસીને એને આવાહન કરી રહ્યાં હોય એમ લાગ્યું. પરંતુ તેનો આત્મા તેઓને કંઈ ઓર ઉત્તર દઈ રહ્યોઃ "હું પ્રવાસાર્થે બહાર નીકળ્યો છું. હવે હું તમારી વિદાયગિરી માગું છું. હું પુનઃ આવી શકું એમ નથી!"

શુભ્ર પાષાણના મંદિર પર પૂર્વ દિશામાંથી સૂર્ય કિરણો ફેંકાવા લાગ્યાં. એમાં ડાબી બાજુની વૃક્ષોની હારકતાર નૃત્ય કરવા લાગી. નાનપણમાં એ મંદિરને જયસિંહ ચેતનમય સમજતો હતો. તેણે એક-વાર ફરીથી તે તરફ નજર નાંખી. મંદિરમાં વિરાજતી દેવીને 'માતા' કહીને બોલાવવાની તેને અંતરવૃત્તિ થઈ પણ ગ્લાનિથી તેનું હૃદય ભરાઈ ગયું. તેનાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ ખળખળ વહી રહ્યો.

એ વખતે એણે રઘુપતિને પોતાની તરફ આવતો નિહાળ્યો. ઝડપથી તેણે પોતાનાં આંસુ સાફ કર્યાં. રઘુપતિ તેની સમીપ આવ્યો એટલે તેણે ઉભા થઈને તેને પ્રણામ કર્યા.

રઘુપતિ બોલ્યોઃ "આજ પૂજા થનાર છે. તેં દેવીના પગે હાથ મૂકીને લીધેલા શપથ યાદ છે કે ?"

"હા. યાદ છે."

"તું એનું પાલન કરવાનો છે કે ?"

"અવશ્ય."

"વત્સ, સાવધાનતાથી કાર્ય કરજે. જીવના જોખમનું કાર્ય છે. એ સ્મરણમાં રાખજે. તારા રક્ષણાર્થે જ મેં રાજા વિરૂદ્ધ પ્રજાને ઉશ્કેરી મૂકી છે."

જયસિંહ સ્તબ્ધપણે રઘુપતિ તરફ નિહાળી રહ્યો. તે નિરૂત્તર રહ્યો. રઘુપતિએ તેને મસ્તકે પોતાનો હાથ મૂકીને કહ્યું: "મારો આશીર્વાદ છે કે, તું તારૂં કાર્ય નિર્વિઘ્નપણે સિદ્ધ કરીશ; અને દેવાની આજ્ઞા પાળીશ."

રઘુપતિ આ પછી ત્યાંથી જતો રહ્યો.

દિવસનો બીજો પ્રહર થયો હતો. મહારાજા મહેલના દીવાન-ખંડમાં બેઠા હતા. સામે ધ્રુવ રમત કરતો હતો, ધ્રુવ જેમ કહેતો

હતો તેમ, ઘડીકમાં રાજા મુકુટ પહેરતા; તો ઘડીકમાં તે કાઢી નાંખતા. ધ્રુવને આમાં ખૂબ ગમ્મત પડતી. તે ખિલખિલાટ હસતો હતો.

મહારાજા સ્મિત કરતાં બોલ્યા: "જેની આજ્ઞાથી હું આ મુકુટ પહેરૂં છું તેની આજ્ઞાથી હું તે ઉતારૂં છું ખરો. પણ મુકુટ ધારણ કરવો જેટલો સરળ છે તેટલો ઉતારવો નથી સહેલો !"

ધ્રુવ મહારાજા તરફ જોઈ રહીને પોતાના મોંમાં આંગળ નાંખીને બોલ્યો: 'તમે લાજા છો." હજી ધ્રુવ 'ર' ને બદલે 'લ' જ બોલતો હતો. રાજાને 'લાજા' કહીને જાણે તે ખૂબ ખુશી થયો હોય એવો દેખાયો.

મહારાજાએ કહ્યું: "લાજા કોણ ? ધ્રુવ, તું લાજા !"

ધ્રુવ બોલ્યો : "ના. તમે લાજા"

અને એ સંવાદનો અંત આવ્યો નહિ. કેવલ દૈહિક બલના પ્રમાણ ઉપર જ આ સંવાદ ચાલતો હતો. અને, રાજાએ જીત મેળવી. તેમણે ધ્રુવને મસ્તકે મુકુટ મૂકી દીધો. ધ્રુવ બોલતો બંધ થઈ ગયો. તેનો પૂરેપૂરો પરાજય થયો.

ધ્રુવનું વદન આ મુકુટ નીચે અધોં અર્ધું ઢંકાઈ ગયું. ધ્રુવે મુકુટ વાળું મસ્તક ધુણાવતાં મુકુટવિહોણા રાજા પર સત્તા ચલાવવી શરૂ કરી. તેણે કહ્યું : "કોઈ વાર્તા કહોને ?"

"કઈ વાર્તા કહું ?" રાજાએ પૂછ્યું.

"ભાઇ બહેનની." ધ્રુવે કહ્યુ. કોઈપણ કથાને ધ્રુવ ભાઈ બહેનની જ સમજતો. તે સમજતો કે, જેટલી કથા વાર્તાઓ હોય છે તે બધી ભાઈ બહેનની જ હોય છે; અને એ સિવાય બીજી કોઈ હોતી જ નથી !

મહારાજાએ પુરાણમાંથી એક કથા કહેવી શરૂ કરી, તે કહેવા લાગ્યા : "હિરણ્યકશિપુ નામે એક રાજા હતો–"

વચમાં જ ધ્રુવ બોલ્યો : "લાજા ? લાજા તો હું છું !" પોતાના મસ્તકે ધારણ કરેલા મુકુટની સત્તાથી ધ્રુવે હિરણ્યકશિપુને રાજા તરીકે નાકબૂલ કર્યો ! ખુશામતીઆ હજુરીઆઓની પેઠે ગોવિન્દ માણિક્યે તે મુકુટધારી બાલકને ખુશ કરવા કહ્યું : "તું પણ લાજા અને તે પણ લાજા !"

ધ્રુવ આ સાંભળીને પણ નારાજ થયો. તેણે કહ્યું : "ના, હું જ લાજા !" અંતે મહારાજાએ કહ્યું : "હિરણ્યકશિપુ લાજા નહતો. લાકસસ હતો." હવે ધ્રુવે કાંઈ વિરોધ બતાવ્યો નહિ.

નક્ષત્રરાય એ વખતે ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું : "મહારાજ મને કોઈક રાજકાર્ય માટે બોલાવતા હતા, એમ મેં સાંભળ્યું. શી આજ્ઞા છે ?"

મહારાજાએ કહ્યું : "જરાવાર ઉભો રહે. હું વાર્તા પૂરી કરી લઉં; પછી કહું છું." મહારાજાએ વાર્તા ઝટપટ પૂરી કરી. અને "લાકસસ દુષ્ટ હતો" એવો અભિપ્રાય ધ્રુવે એ વાર્તા સાંભળીને આપ્યો.

રાજમુકુટ ધ્રુવને મસ્તકે હતો, એ જોઈ ને નક્ષત્રરાય અપ્રસન્ન થયો. તે જ્યારે ધ્રુવ તરફ ટીકી ટીકીને નિહાળી રહ્યો ત્યારે ધ્રુવે કહ્યું : "હું લાજા છું !" નક્ષત્રરાયે કહ્યું : "ચૂપ. એવું ના બોલીશ." તે માત્ર એટલું કહીને જ થંભ્યો નહિ. ધ્રુવને મસ્તકેથી મુકુટ ઉતારવા અને રાજાના હાથમાં મૂકવા તત્પર થયો. ત્યાં તો, સાચા રાજાને જેમ મુકુટ જવાનો ભય ઉપજે તેમ ભયભીત થઈ ને ધ્રુવ બૂમાબૂમ પાડવા લાગ્યો. ગોવિન્દમાણિક્યે આ આપત્તિમાંથી તેનું રક્ષણ કર્યું. નક્ષત્રરાયને ધ્રુવના મસ્તકેથી મુકુટ ઉતારવા ન દેતાં તેમણે કહ્યું : "મેં

સાંભળ્યું છે, કે, પ્રજાનાં અંતઃકરણમાં અસંતોષ પ્રસારવા માટે રઘુપતિ પ્રયત્નો કરે છે. આથી તું જાતે નગરમાં જા અને તપાસ કરી આવ કે સત્ય શું છે. જે હોય તે, ત્યાર પછી, મને કહેજે."

"જેવી આજ્ઞા" નક્ષત્રરાયે કહ્યું અને જતાં જતાં ધ્રુવના મસ્તક પર રાજમુકુટ હતો તે બદલ તેણે અભાવ દર્શાવ્યો.

આ વખતે દ્વારપાલે મહારાજા સમક્ષ આવીને ખબર આપી કે, પૂજારી મહારાજનો સેવક જયસિંહ મહારાજાને મળવા માટે દરવાજામાં આવીને ઉભો છે. મહારાજાએ તેને અંદર આવવા દેવા આજ્ઞા કરી. જયસિંહે મહારાજા સમક્ષ આવીને પ્રણામ કર્યા અને હસ્ત દ્વય જોડીને વિનતિ કરી: "મહારાજ, હું દૂર દૂર દેશને પ્રવાસે જવાની તૈયારી કરી રહ્યો છું. આપ મારા ગુરૂ છો. તેથી જતાં પહેલાં આપનો આશીર્વાદ મેળવવા આવ્યો છું."

મહારાજાએ પૂછ્યું: "જયસિંહ, તું ક્યાં જવાનો છું?"

જયસિંહ: "બહુ જ દૂર દેશમાં. મને ખબર નથી કે, હું ક્યાં જવાનો છું એટલે નિશ્ચિત સ્થલનું નામ દઇ શકું તેમ નથી."

રાજા તેને કાંઈક કહેવા તત્પર થતા હતા ત્યાં તો તેણે પુનઃ આગળ કહેવા માંડ્યું: "મહારાજ, મારા પ્રવાસમાં અંતરાય નાંખશો નહિ. તેમ થતાં મને તેમાં સફલતા મળશે નહિ. આપ આશીર્વાદ દ્યો કે જેથી મારા ચિત્તમાં કાંઈ સંદેહ હોય તો તે દૂર થાય. મારા ઉપર અહીં વાદળાં ધાઇ આવેલાં છે. તે મારા પ્રવાસથી દૂર થાય એવો આશીર્વાદ મને જોઇએ છે. આપના જેવા જ એકાદ રાજાના રાજ્યમાં જઈને હું વાસ કરીશ; ત્યારે જ મને ત્યાં સુખ અને શાન્તિ મળશે."

"જયસિંહ, તું ક્યારે જવાનો છું?" મહારાજાએ પૂછ્યું.

"આજે સાંજે જ મહારાજ, હવે કાંઇ બહુ અવકાશ રહ્યો નથી. એટલે જ વિદાય માગું છું." જયસિંહે મહેન્દ્રનાં ચરણની રજ લઈને પોતાને મસ્તકે ચઢાવી–એ રાજચરણ પર એ વખતે બે અશ્રુ-બિન્દુ સર્યાં. જયસિંહ જતો હતો ત્યારે ધ્રુવે કહ્યું: "તું ના જઈશ."

જયસિંહ હસ્યો. તેણે ધ્રુવને પોતાના બન્ને હાથથી ઉચકીને કેડે બેસાડયો અને તેને પ્રેમભર્યું ચુમ્બન કરીને કહ્યું: "હું કોની પાસે રહું? મારૂં અહીં કોણ છે?" ધ્રુવ બોલ્યો: "હું લાજા છું!"

જયસિંહે કહ્યું: "તું રાજાનો પણ રાજા છું."

વને તેણે કેડ પરથી નીચે જમીન પર ઉતાર્યો અને તે બાદ દીવાનખંડમાંથી તે બહાર જતો રહ્યો.

મહારાજા ગંભીર ભાવથી બહુ વખત સુધી કંઇક વિચારોમાં જ વિલીન થઈ રહ્યા.

# ૧૫

આજ ચતુર્દશીની રાત્રિ હતી. આકાશ વાદળાંથી ઘનઘોર બન્યું હતું. ચન્દ્રમા થોડીવાર દેખાતો; તો થોડીવાર છુપાઈ જતો, પ્રકાશ અને અંધકાર એમ ઘડીક ઘડીકના રંગ હતા.

લોકોને આજ ઘર બહાર નહિ નીકળવા આજ્ઞા હતી. ગાઢ રાત્રિમાં રસ્તામાં કોઈ જ દેખાતું નહતું, એ જનશૂન્ય માર્ગો આજ ગંભીર જણાતા હતા. લોકોનાં ગૃહોના દ્વાર બંધ હતાં. માર્ગોમાં રક્ષકો પણ ન હતા. તસ્કરોથી પણ આજ બહાર નીકળી શકાય તેમ નહતું. કોઈના મૃત–દેહને પણ આજ અગ્નિદાહ દેવા સ્મશાનમાં લઈ જઈ શકાય નહિ! કોઈને ત્યાં કોઇ બાલક મરણ સમીપ હોય તો વૈદરાજને બોલાવવા માટે કોઈથી બહાર નીકળી શકાતું નહિ! જે ભિક્ષુકો રાત દિન રસ્તાની પગથાર પર પડી રહેતા તેઓને આજ ગૃહસ્થોની ગૌશાળામાં સુવાનો લાભ મળ્યો હતો! – જો કે તે બિચારાઓને ત્યાંનાં ગોમૂત્રમાંથી ઉડતા ડાંસમચ્છર અને બીજા જંતુઓ ખૂબ કરડી ખાતા હતા. પણ ત્યાંથી નાસી છૂટવાની તેઓની મગદૂર નહતી!

પરંતુ ગીધડાં અને શ્વાનોને આજે સ્વરાજ્ય મળ્યું હતું! તેઓ છૂટથી અહીં તહીં ફરી શકતાં. હિંસક પ્રાણીઓ જેવાં કે, વાઘ અને ચિત્તા પણ નગરમાં આજે ક્યાંક ક્યાંક ફરતા જણાતા હતા. મનુષ્યોમાં આજે એક જ વ્યક્તિ નદી કિનારે નજરે પડતી હતી. પોતાના હાથમાંની છરીની ધાર તે સતેજ બનાવતી હતી. એના મનમાં પણ તે વખતે વિચારો સતેજ થતા જતા હતા. પથ્થર સાથે ઘસાતાં તે છરીનો 'હિસ્ હિસ્' શબ્દ થતો હતો. હિંસા સાથે તે શબ્દ મળતો આવતો હતો. આકાશ પણ મેઘમંડળને લીધે અંધકારમય બની ગયું હતું.

મૂસળધાર વર્ષા પડવા લાગી. એ વ્યક્તિએ હવે છરી ઘસવી બંધ રાખી અને મ્યાનમાં નાંખી. એણે મંદિર તરફ દૃષ્ટિપાત કર્યો. હજારો દીપમાલાઓ ત્યાં સળગી રહી હતી. દેવતાઓની વચમાં કાલિકા-દેવી મનુષ્યના રક્તનું પાન કરવા માટે જીભ બહાર કાઢીને ઉભી હતી. રઘુપતિ ચતુર્દશ દેવતાઓની પૂજા કરતો બેઠો હતો. મોટા મોટા મૃત્તિકાના કુંભજળ ભરીને ત્યાં મૂકેલા દેખાતા હતા. પૂજાની સાહિત્ય સામગ્રીથી મંદિરનો મોટો ભાગ રોકાઈ ગયો હતો. દેવી સમક્ષ એક મોટું ખડ્ગ મૂકેલું હતું. દીપપ્રકાશમાં એની ચમક ચોમેર કિરણો ફેંકતી હતી.

બરાબર મધ્ય રાત્રે પૂજા થનાર હતી. સમય નજીક આવતો જતો હતો. રઘુપતિ વ્યાકુલ ચિત્તે જયસિંહની રાહ જોવા લાગ્યો. એકાએક પવન જોશભેર ફૂંકાવા લાગ્યો. અતિશય જોશથી વર્ષાધારા પડવા લાગી. વાયુના ઝપાટાઓમાં મંદિરમાંની દીપકમાલાના દીવાઓની શિખાઓ નૃત્ય કરવા લાગી. નગ્ન તલવાર પર વિદ્યુતિ રમવા લાગી. ચતુર્દશ દેવતા પર પડતી રઘુપતિની છાયા જાણે સજીવ પ્રમાણે દીપશિખાના તાલ પર નાચવા લાગી! એક મૃત મનુષ્યનું મસ્તક મંદિરમાં સૂસૂં કરતા પવનના સપાટામાં અહીં તહીં ડોલવા લાગ્યું.

વૃક્ષોનાં પત્રો બહારથી મંદિરમાં પ્રવેશ કરીને જાણે આ નૃત્યમાં ભાગ લેતાં હોય તેમ અહીં તહીં ઉડવા લાગ્યાં.

એ સમય આવી લાગ્યો. અર્ધરાત્રિ થઈ ચૂકી. પૂજા–સમય થયો. અશુભ ભાવિના ભયથી જાણે રઘુપતિ ચિંતાતુર બની ગયો. તે આમતેમ નિહાળતો હતો તેવામાં જયસિંહે વિદ્યુતિના વેગે મંદિરમાં પગલાં માંડ્યાં. એણે પોતાના શરીરે એક ઉપરણો ઓઢ્યો હતો. નદીમાંથી તરતનો જ સ્નાન કરીને તે આવ્યો હતો. પાણીની ધારા એના શરીરથી હજીય ટપકતી હતી. એનો શ્વાસ તીવ્ર ગતિથી ચાલતો હતો. એનાં નેત્રમાંથી જાણે અગ્નિ વરસતો હતો.

રઘુપતિએ એના સ્કંધ પર હાથ મૂકયો અને ધીમેથી તેના કાનમાં કહ્યું: "રાજરક્ત લાવ્યો કે?"

જયસિંહે તેનો હાથ ખસેડી નાંખ્યો અને ઉચ્ચ સ્વરે કહ્યું: "લાવ્યો છું; રાજરકત લાવ્યો છું. આપ જરા દૂર ઉભા રહો. હું દેવીને પ્રાર્થના કરી લઉં." એના આ શબ્દોનો ઘોર રવ સાંભળીને જાણે મંદિર કંપી ઉઠ્યું. જયસિંહ કાલી માતા સામે જઈને ઉભો રહ્યો અને બોલવા લાગ્યો:

"જગદંબે! શું તું ખરેખર તારાં સંતાનના રકતની પિપાસુ છે? રાજરકતનું પાન કર્યા સિવાય શું તારી તૃષા નહિ છિપે? હું જન્મથી તને 'માતા' તરીકે માનતો આવ્યો છું. મેં કદાપિ અન્ય કોઈની કશી જ પરવા કરી નથી. મારા જીવનનો અન્ય કોઈ ઉદ્દેશ રહ્યો નહતો–કેવળ તારી જ ભકિતમાં હું ઓતપ્રોત રહ્યો છું–નિરંતર તારી જ સેવા મેં કરી છે. હું રાજપુત્ર છું. હું ક્ષત્રિય છું. મારા વડવાઓ રાજા હતા. મારા માતૃવંશના વંશજો અદ્યાપિ રાજ્યશાસન કરે છે. તો પછી રાજરકત તારી સમીપ તૈયાર જ છે ને? જેવું તું ઇચ્છે છે તેવું જ તારા સંતાનનું આ મારૂં રાજરકત છે."

જયસિંહે આટલું કહીને અંગ પરથી ઉપરણો દૂર કર્યો. કમરમાંથી છરી બહાર કાઢી. વિદ્યુતિ પેરે તે છરી ચમકી રહી. એક પળનો યે અંતર વીતવા નહીં દેતાં જયસિંહે બલભેર છરી પોતાની છાતીમાં હુલાવી દીધી! મૃત્યુના તીવ્ર દાંત તેના કાળજામાં ખૂંપ્યા; અને ગબડીને તેનું શરીર કાલી માનાં ચરણોમાં પડ્યું! મંદિરમાં રકતધારા પ્રસરી રહી. ચારે બાજુએ રકત અને રકત દેખાવા લાગ્યું. પરંતુ પાષાણમૂર્ત્તિ યત્કિંચિત્ પણ ડગી નહિ!

રઘુપતિ આ દશ્ય જોઈને ચિત્કાર પાડી ઉઠયો! તેણે જયસિંહને ઉઠાવવા કોશિષ કરી પણ તે નિરર્થક હતી! જયસિંહે પોતાની આહૂતિ આપી એમ જાણતાં જ રઘુપતિ એના શરીરને વળગી પડયો.

એકે એક દીપ બુઝાઈ ગયો! મંદિરમાં ભીષણ અંધકાર પ્રસરી ગયો! એમાં ઘોર રાત્રિનું વહન થઈ રહ્યું. માત્ર એક જ પ્રાણીનો શ્વાસોશ્વાસ એ વખતે મંદિરમાં સંભળાતો હતો. રાત્રિનો ત્રીજો પ્રહર થયો. વાયુવેગ અદ્યાપિ કમી થયો નહતો. ચોમેર નિઃશબ્દતા પ્રસરેલી રહી. ચતુર્થ પ્રહરે મંદિરમાં ચંદ્રના પ્રકાશે પ્રવેશ કર્યો. ચન્દ્રનાં કિરણો જયસિંહના મૃત શરીર પર અને વિવર્ણ મુખ પર પડયાં. ચતુર્દશ દેવતા પણ જાણે એને જોઈ રહ્યા હતા. પ્રાતઃકાલ થયો. જયસિંહના શબ ઉપરથી વિદીર્ણ હૃદયે રઘુપતિ ઉઠયો; લથડતે પગલે મંદિર બહાર જતો રહ્યો!

## ૧૬

પ્રજાની અપ્રસન્નતાનું કારણ જાણવા માટે રાજાએ નક્ષત્ર-રાયને આજ્ઞા કરી હતી. તદનુસાર નક્ષત્રરાય પ્રાતઃકાળમાં શોધાર્થે બહાર નીકળ્યો, પણ તે વિચારવા લાગ્યો કે, મંદિરની અંદર હું કિયું મુખ લઈને જાઉં ? રઘુપતિ સમક્ષ જતાં તો નક્ષત્રરાયનું મન તાબામાં રહેતું નહતું; આથી રઘુપતિ સમીપ જવાની તેની મુદ્દલે ઈચ્છા નહોતી. રઘુપતિની દૃષ્ટિએ પડાય નહીં એવી રીતે જયસિંહ પાસે જવાથી બધી હકીકત મળી આવશે એમ તે માનવા લાગ્યો.

નક્ષત્રરાયે હળવે પગલે જયસિંહની ઓરડીમાં પ્રવેશ કર્યો. પણ તેમાં તેણે જોયું કે, જયસિંહનાં પુસ્તકો, વસ્ત્રો, વાસણકુસણ, બધું અહીં તહીં અસ્તવ્યસ્ત પડેલું હતું! અને તે બધાંની વચમાં રઘુપતિ બેઠેલો હતો! જે રઘુપતિની નજર ચૂકવવા નક્ષત્રરાયે જયસિંહની ઓરડીમાં પ્રવેશ કર્યો હતો તેજ રઘુપતિ ત્યાં હતો અને જયસિંહ નહોતો!

રઘુપતિનાં આરક્ત નેત્ર અંગાર સમાં દષ્ટિગોચર થતાં હતાં. તેના વીખરાયલા કેશ ખભા પર વિસ્તરેલા હતા. નક્ષત્રરાયને રઘુપતિએ દીઠો. સ્ફુર્તિથી ઉઠીને તેણે તેનો હાથ ઝાલ્યો અને ભૂમિ પર બેસાડ્યો. નત્રક્ષરાયનું ભાન સમૂળ જતું રહ્યું હોય એમ લાગ્યું.

રઘુપતિનાં રક્તવર્ણાં લોચન નક્ષત્રરાયના અંગેઅંગ અને હૃદયને જાણે દગ્ધ કરી રહ્યાં. એણે કઠોર વાણીમાં નક્ષત્રરાયને પ્રશ્ન કર્યો: “રક્ત ક્યાં છે ?”

રઘુપતિનો એ પ્રશ્ન સાંભળતાં જ નક્ષત્રરાયનાં હૃદયમાં રક્તના તરંગ ઉઠવા લાગ્યા. કાળજું ધડકવા લાગ્યું. તેનાથી ચકાર શબ્દ પણ બોલી શકાયો નહિ!

રઘુપતિએ બૂમ મારીને પૂછ્યું: “તમારી પ્રતિજ્ઞા ક્યાં ગઈ? રક્ત ક્યાં છે?”

નક્ષત્રરાયના હાથ પગ કંપવા લાગ્યા. ડાબી બાજુએ તે થોડોક સરક્યો અને એ રીતે રઘુપતિથી જરાક દૂર બેસીને પોતાના અંગરખા ની કસ હાથમાં લઈને તેને વળ દેવા મંડ્યો. તેના શરીરમાંથી પ્રસ્વેદ-બિંદુઓ બહાર નીકળ્યાં હતાં. તેનું મસ્તક ઘૂમવા લાગ્યું હતું. તેનું વદન મ્લાન થઈ ગયું હતું.

તે બોલ્યો: “પુરોહિતજી!”

રઘુપતિ દાંત કચકચાવીને બોલ્યો: “હવે દેવીએ પોતે જ તલવાર ઉચકી છે! હવે ચોમેર રક્તધારા વહેવા લાગશે. હવે તમારા વંશમાં રક્તનું એક બિન્દુ સુદ્ધાં રહેશે નહિ! હવે હું નક્ષત્રરાયનો ભાતૃસ્નેહ નિહાળી રહ્યો છું!”

“ભાતૃસ્નેહ! અહાહા!” નક્ષત્રરાયના મુખમાંથી આ પ્રમાણે કદી પણ હાસ્ય નીકળ્યું ન હતું. નક્ષત્રરાયનો કંઠ બેસી ગયો.

રઘુપતિએ કહ્યું: “હું ગોવિન્દમાણિક્યનું રક્ત વાંચ્છતો નથી. આ જગતમાં ગોવિન્દમાણિક્યને પ્રાણથી પણ અધિક પ્રિય છે તેનું રક્ત વાંચ્છું છું! તેનું રક્ત ગોવિન્દમાણિક્યના શરીરે છાંટવાની હું ઈચ્છા રાખું છું. એ રક્તથી એક વાર ગોવિન્દમાણિક્યની છાતી રંગાશે ત્યારે કશાથી તે ડાઘ સાફ થઈ શકશે નહિ. જુઓ, આંખ ખુલ્લી રાખીને હું બતાવું છું તે જુઓ!”

આમ કહીને રઘુપતિએ પોતાના અંગપરનું ઉપરણું કાઢીને દૂર મૂક્યું. તેનું આખુંયે શરીર રક્ત-લેપવાળું હતું! નક્ષત્રરાયે જોયું કે-તેની છાતી પર ઘટ્ટ રક્ત-લેપ હતો!

ગભરામણથી નક્ષત્રરાય અત્યંત કંપી રહ્યો. રઘુપતિએ બલભેર નક્ષત્રરાયનું કાંડું ઝાલ્યું અને પૂછ્યું: “તે કોણ છે? કોણ નામશેષ થશે તો ગોવિન્દમાણિક્યને આ જગત્ સ્મશાનવત્ પ્રતીત થશે? કોણ નહીં હોય તો તેનું જીવન નહિવત્ બની જશે? પ્રાતઃકાલમાં ઉઠતાં વેંત જ સૌથી પહેલાં કોનું મુખ જોવા તે તલસે છે? કોનું સ્મરણ કરે છે? નિદ્રસ્થ થતા પહેલાં પણ તે કોને સ્મરે છે? તેના હૃદયમંદિરમાં સંપૂર્ણ રૂપે કોણ વિરાજે છે? એ કોણ છે? તમે જ કહો!”

એક વ્યાઘ્રથી થતા આક્રમણ પૂર્વે જેમ એક મૃગ કંપે છે તેમ નક્ષત્રરાય કંપી રહ્યો. રઘુપતિની તીક્ષ્ણ દષ્ટિ સામે તે પળ માત્ર નિહાળી શક્યો નહિ. તે બોલ્યો: “નહિ. નહિ. એ હું નથી. તમે જેની વાત કરો છો તે હું નથી.”

રઘુપતિએ પૂછ્યું: “ત્યારે તે કોણ છે?”

“ધ્રુવ.”

“ધ્રુવ કોણ છે?”

"એક બાલક."

"હું એનાથી પરિચિત છું. જાણે રાજાનો કુમાર હોય તેવી રીતે તેનું લાલનપાલન કરવામાં આવે છે! લોક પોતાનાં સંતાન ઉપર કેવા પ્રકારે પ્રેમ કરે છે તે હું જાણુતો નથી પરંતુ રક્ષિત સંતાન ઉપર પોતાના પ્રાણુ કરતાંયે અધિક પ્રેમ કરી શકાય છે એ વસ્તુ સ્થિતિથી હું માહિતગાર છું. પોતાની સર્વ સંપત્તિ કરતાંયે રાજાએ બાલક ઉપર—એ રક્ષિત સંતાન ઉપર—અધિક લક્ષ આપે છે. પોતાના મસ્તકે મુકુટ ધારણુ કરવા કરતાં તેના મસ્તક ઉપર મુકુટ નિહાળીને રાજાને અધિકાધિક પ્રસન્નતા થાય છે!"

નક્ષત્રરાય આશ્ચર્યચકિત થઈને બોલ્યો: "આપ સત્ય કહો છો!"

"સત્ય નહિ તો બીજું શું? રાજા તેના ઉપર કેટલો બધો પ્રેમ કરે છે તે હું સારી પેઠે જાણું છું અને તેમ છતાં પણુ હું તેની જ ઇચ્છાનુસાર વર્તું છું!"

નક્ષત્રરાય બોલ્યો: "ઠીક છે." તે રઘુપતિના મોં તરફ જોઇ રહેતાં મનોગત કહેવા લાગ્યો: "હું તેની જ ઇચ્છાનુસાર વર્તું છું."

રઘુપતિએ કહ્યું: "એને લાવવો જ જોઈએ. આજે જ; અને રાત્રે જ લાવવો જોઈએ."

જાણે તેના સ્વરનો પ્રતિધ્વનિ પાડતો હોય તેમ નક્ષત્રરાય બોલ્યો: "એને આજ રાત્રે જ લાવવો જોઈએ"

રઘુપતિએ નક્ષત્રરાયના મુખ પ્રતિ ટીકી ટીકીને જોઈ રહેતાં કોમલ વાણીથી કહ્યું: "આ બાલક જ તમારો શત્રુ છે. તમને એ વિદિત છે કે? તમે રાજકુલમાં જન્મ્યા છો. છતાં ક્યાંકથી એક અપરિચિત, કુલશીલવિહીન બાલક તમારા મસ્તક ઉપરનો મુકુટ ખસેડીને પોતાને મસ્તકે ધારણુ કરવા માટે અહીં આવ્યો છે! તમને

એની ખબર છે? જે રાજસિંહાસનને તમે ચઢવાના છો તે જ સિંહાસન પર તે બાલકનું નિર્માણ સરજાઈ ચૂકયું છે! તમારી આંખ હજીયે ખુલી નથી તેથી જ તમને એ વસ્તુસ્થિતિ દૃષ્ટિગોચર થતી નથી!"

નક્ષત્રરાય આગળ આ કાંઈ નવીન વાર્તા કહેવાઈ ન હતી. આજ પહેલાં તેને એ બાબતની ખબર હતી. તે મોટેથી બોલ્યો: "હવે આપ કાંઈ જ કહેશો નહીં. શું હું આ બાબત નથી જાણતો?"

"ફકત જાણ્યે શું વળે? આજ સુધી તમે તે જાણતા હોવા છતાંય શું કર્યું? તેને લઈ આવો; એટલે તમારા સિંહાસનના માર્ગમાંનો કંટક દૂર કરી નાંખું! કહો, એને કયારે લાવશો?"

"આજ સંધ્યાકાળે જ. અંધારૂં થયા પછી જ."

રઘુપતિએ જનોઈ હાથમાં રાખતાં કહ્યું: "તમે એને જો નહિ લાવો તો તમને આ બ્રાહ્મણનો શાપ લાગશે. તમે પ્રતિજ્ઞા કરી છે. જો તેનું પરિપાલન નહિ કરો તો ખાત્રીથી સમજજો કે, જે મુખથી તમે પ્રતિજ્ઞા કરી છે તે મુખ ઉપરનું માંસ ત્રણ દિવસની અંદર ગીધડાં અને કાગડા ચૂંથશે!"

રઘુપતિની આ ભયંકર વાણી સાંભળીને નક્ષત્રરાય રોમાંચિત થઈ ગયો. તેણે પોતાના મસ્તકે હાથ ફેરવી જોયો. પોતાના કોમલ મુખપર હાથ ફેરવી જોયો. જાણે ગીધડાં અને કાગડાના ચંચુપ્રહાર તે પર થયા હોય એમ તેને લાગ્યું!

રઘુપતિને પ્રણામ કરીને તે તરત જ બહાર જતો રહ્યો. સ્વચ્છ વાયુ લહરીઓ, પ્રકાશ અને જનસમાજની અંદર ભળતાં નક્ષત્રરાયને પુનર્જન્મ મળ્યો, એમ લાગ્યું!

# ૧૭

એ દિને જ્યારે ધ્રુવે નક્ષત્રરાયને જોયો ત્યારે 'કાકા, કાકા એમ કહેતો તે તેની પાસે દોડી ગયો; અને પોતાના બન્ને નાજુક હાથથી તેના કંઠને ઘેરી લઈ ને, ગાલ સાથે ગાલનો સ્પર્શ કરાવતાં, મુખ અડોઅડ મુખ લઈ જતાં તેણે કહ્યું: "કાકા!"

નક્ષત્રરાયે કહ્યું: "ચૂપ. મને કાકા કહીશ નહિ. હું તારો કાકો નથી."

ધ્રૂવ હમેશાં તેને કાકા કહીને સંબોધતો હતો પણ આજ તેને એમ કહેવા મના કરવામાં આવી તેથી આશ્ચર્ય ઉપજ્યું. તે ગંભીરતાથી સ્તબ્ધ રહીને કંઈક સમય પર્યંત બેસી રહ્યો. બાદ નક્ષત્રરાયના મુખ તરફ જોઈને બોલ્યો: "ત્યારે તમને શું કહીને બોલવું?"

"હું તારો કાકો નથી." નક્ષત્રરાયે કહ્યું.

ધ્રુવ હસવા લાગ્યો—ખડખડાટ હસવા લાગ્યો. એને લાગ્યું કે—આવી વાત એણે કદી સાંભળી ન હતી. "તમે મારા કાકા જ છો"

તે બોલ્યો; અને જેમ નક્ષત્રરાય 'ના' 'ના' કહેતો ગયો તેમ તેમ "તમે જ કાકા, તમે જ કાકા" એમ ધ્રુવ કહેતો જ રહ્યો. એનું હાસ્ય ખલખલી ઉઠ્યું. નક્ષત્રરાયને જાણે તે ચીઢવવા માટે જ કહેતો હોય તેમ વારંવાર એના એ શબ્દોચ્ચાર કરવા લાગ્યો.

નક્ષત્રરાયે ધીમેથી તેને અધવચ્ચ પૂછ્યું: "ધ્રુવ, તારી બહેનને મળવા તારે આવવું છે કે?"

ધ્રુવ તેને ચીમટો ભરતાં કહ્યું: "બહેન ક્યાં છે?"

"દેવી પાસે."

"દેવી ક્યાં છે?"

"તને ગંમત પડે એવી જગ્યાએ છે. હું તને ત્યાં લઈ જાઉં? ધ્રુવ તાળીઓ પાડતો પાડતો પૂછવા લાગ્યો: "કાકા, ક્યારે લઈ જશો?""

"હમણાં જ."

"ચાલો." ધ્રુવે હર્ષમાં આવી જઈને કહ્યું. નક્ષત્રરાયે તેને પોતાનો ખેસ ઓઢાડ્યો અને ગુપ્ત દ્વારમાંથી તે તેને લઈ ને રાજમહેલમાંથી બહાર નીકળ્યો.

આજ રાત્રે પણ લોકને બહાર નીકળવાની મના હતી. આથી રાજમાર્ગમાં કેવળ નિર્જનતા હતી. કોઈ પથિક જતો–આવતો નજરે પડતો ન હતો. પણ આકાશસ્થિત ભગવાન્ ચન્દ્રમા ફક્ત પથિક રૂપે દેખાતા હતા.

નક્ષત્રરાયે મંદિરમાં જઇને ધ્રુવને રઘુપતિ સમક્ષ રજૂ કર્યો. રઘુપતિને જોઈને ધ્રુવ નક્ષત્રરાયને શરીરે જોરથી વળગી પડ્યો. રઘુપતિએ નિષ્ઠુરતાથી તેને નક્ષત્રરાયથી વિખૂટો પાડ્યો. "કાકા, કાકા"

એમ બોલતો ધ્રુવ રૂદન કરવા લાગ્યો. નક્ષત્રરાયની આંખ આંસુથી ભરાઈ ગઈ. પણ રઘુપતિ સમક્ષ હૃદયની આવી કોમળતા બતાવતાં તેને ઘણી શરમ ઉપજી. તેણે મનને દૃઢ બનાવવા કોશિષ કરી.

હવે ધ્રુવ "બહેન, બહેન" એમ બોલીને રૂદન કરવા લાગ્યો. પણ તેની બહેન ત્યાં નહોતી! રઘુપતિએ વજ્ર સમાન કઠોર વાણીથી ધ્રુવને ધમકાવ્યો એટલે તેના સવિશેષ રોઇ શકાયું નહિ. પણ થોડી થોડી વારે તે ધીમે ધીમે ડુસકાં ભરતો રહ્યો. ચતુર્દશ દેવતા આ બધું જોઈ રહ્યા હતા.

મહારાજ ગોવિન્દમાણિક્ય મધ્યરાત્રે જાગૃત થઈ ગયા. એમને એવું સ્વપ્ન આવ્યું હતું કે, કોઈક રૂદન કરી રહ્યું હતું. સાવધ બનીને પોતે સાંભળવા લાગ્યા કે, શું ખરે જ કોઈનું રૂદન સંભળાય છે કે કેમ? પોતે બારી આગળ આવ્યા. એવામાં અધીર સ્વરે કોઈક, "મહારાજ! મહારાજ!" એવી બૂમ મારતું સંભળાયું.

મહારાજાએ ઝડપથી બારી ઉઘાડી નાંખી. એમણે જોયું કે, ધ્રુવનો કાકો કેદારેશ્વર બારી નીચે ઉભો હતો. મહારાજાએ પૂછ્યું: "કેમ, શું છે?"

કેદારેશ્વરે પૂછ્યું: "મહારાજ ધ્રુવ કયાં છે?"

"કેમ, એવું પૂછો છો? ધ્રુવ એના પલંગમાં સૂતેલો નથી શું?"

"ના" કેદારેશ્વરે કહ્યું: "આજ સાયંકાલથી મેં ધ્રુવને દીઠો નહતો. તેથી તે કયાં ગયો છે તેની તપાસ કરી. યુવરાજના નોકરોએ કહ્યું કે, ધ્રુવ યુવરાજ પાસે છે, ત્યારે હું નિશ્ચિંત બન્યો હતો. પણ જેમ જેમ રાત્રિ વ્યતીત થઈ ગઈ તેમ તેમ મારો સંદેહ વધવા લાગ્યો મેં પુનઃ શોધ કરી ત્યારે મેં એવું જાણ્યું કે, યુવરાજ પોતે જ રાજમહેલમાં નથી! મહારાજા, મને આપની સમક્ષ આવવા દેવા દ્વારપાળોાં

મેં ધણીયે વિનતિ કરી પણ તેમણે તેને દાદ દીધી નહિ! આથી જ આખરે આ બારી આગળ આવીને મેં આપ મહારાજશ્રીને જાગૃત કર્યા છે. મહારાજ, મારો અપરાધ ક્ષમા કરશો."

મહારાજાના મનમાં વિદ્યુતિ પેરે એક શંકાનો જન્મ થયો. તેમણે ચાર પહેરેગીરોને શસ્ત્રસજ્જ થઈને આવવા આજ્ઞા કરી. "આજ રાત્રે બહાર નીકળવાની આજ્ઞા નથી, મહારાજ!" એક પહેરેગીરે કહ્યું.

મહારાજાએ કહ્યું: "હું આજ્ઞા કરૂં છું. તમે મારી સાથે ચાલો."

મહારાજા મહેલ બહાર નીકળ્યા. સાથે સશસ્ત્ર પહેરેગીરો હતા. કેદારેશ્વરે પોતાને પણ સાથે લેવા વિનતિ કરી. મહારાજાએ તેને ના પાડી. ચંદ્ર પ્રકાશમાં જનશૂન્ય રાજમાર્ગોમાં થઈને મહારાજા દેવીના મંદિર તરફ ત્વરિત વેગે જવા લાગ્યા.

મંદિરના દ્વાર ઉઘાડવામાં આવતાં તેમણે અંદર શું જોયું? સામે તલવારો પડી હતી અને રઘુપતિ તથા નક્ષત્રરાય મદ્યપાન-પ્રવૃત હતા! અહીં તહીં પૂજન-સાહિત્ય વેરવિખેર હાલતમાં પડેલું હતું. મંદ દીપપ્રકાશ પડતો હતો.

પણ ધ્રુવ ક્યાં હતો? ધ્રુવ કાલી માતાનાં ચરણમાં ગાઢ નિદ્રામાં નિમગ્ન હતો! તેના ગાલ ઉપરથી વહી ગયેલાં આંસુના ડાઘ સુકાઈ ગયા હતા. તેનો નીચેનો હોઠ ખુલ્લો હતો. તેના વદન પર ભયનું નામોનિશાન નહતું. એને સ્વપ્ન આવતું હતું: જાણે પાષાણની શય્યામાં તે ઉંઘતો હતો; એની બહેને એને પોતાના અંકમાં લીધો હતો, અને એને તે ચુંબન કરતી હતી; એનાં આંસુ લહોતી હતી.

મદ્યપાન કરવાથી નક્ષત્રરાય મસ્ત બન્યો હતો. રઘુપતિ પૂજાના સમયની રાહ જોતો હતો. નક્ષત્રરાય લવારી પર ચઢ્યો હતો. તેના

તરફ રઘુપતિનું મુદ્દલે લક્ષ્ય નહતું. નક્ષત્રરાય બકવાદ કરતો રહ્યોઃ "પુરોહિત મહારાજ, બીક તો તમારા મનમાં છે. હું તો બિલકુલ બીતો નથી. ભયનું કારણ જ શું છે ? ભય કોનો ? શા વાસ્તે ? તમારૂં રક્ષણ હું કરીશ. તમે બીશો નહિ. શું તમને એમ લાગે છે કે, હું રાજાથી બીઉં છું ? પણ ના; મને રાજાનો ભય નથી કિંવા શાહ સુજાનો પણ ભય નથી. શાહસુજાથી હું શા માટે બીઉં ? તમે મને વાત શા માટે કરી નહીં ? તમે મને કહ્યું હોત તો હું રાજાને પણ પકડી લાવ્યો હોત અને એ રીતે દેવીને મેં પ્રસન્ન કર્યાં હોત. આટલા નાનકડા બાલકનું રક્ત શું પૂરતું થઈ પડશે ?"

આ વખતે મંદિરની દિવાલો પર કોઈના પડછાયા દેખાયા. એક પડછાયો જોઇને નક્ષત્રરાય બોલી ઉઠયોઃ "મહારાજ !" અને ખરેજ, એની સામે મહારાજા ઉભા હતા !

સર્વનાશ ! મદ્યનો નશો ઉતરી ગયો ! પોતાના પડછાયાથી જ નક્ષત્રરાય ખૂબ ભયભીત થઈ ગયો ! મહારાજ ગોવિંદમણિકયે સૌથી પ્રથમ, ઉંઘતા ધ્રુવને પોતાના હાથમાં ઉચકી લીધો અને એ બાદ પહેરેગીરોને તેમણે આજ્ઞા કરી :

"પકડી લ્યો, આ બન્નેને."

પહેરેગીરોએ રઘુપતિને અને નક્ષત્રરાયને બંધનગ્રસ્ત કર્યા. ધ્રુવને પોતાની છાતી સાથે ચાંપતાં મહારાજ ગોવિંદમાણિકય ચન્દ્રપ્રકાશમાં રાજમાર્ગમાં થઇને રાજમહેલે ગયા.

રઘુપતિએ અને નક્ષત્રરાયે તે રાત્રિ પહેરેગીરોના તાબામાં પસાર કરી.

## ૧૮

આજ ગુનેગારોનો ન્યાય થવાનો હતો. ન્યાયાલયમાં લોકની અપાર ગીરદી હતી. મહારાજા સિંહાસને વિરાજીત હતા. અન્ય અમલદારો પોતપોતાના દરજ્જા પ્રમાણે પોતાના સ્થાને બેઠેલા હતા. અપરાધીઓને રાજા સામે ઉભા કરવામાં આવેલા હતા. એ બન્નેમાંથી કોઈને હાથે બેડી નાંખવામાં આવી નહોતી. માત્ર શસ્ત્રસજ્જ સૈનિકો તેમની બાજુમાં ઉભેલા હતા. રઘુપતિ પાષાણ મૂર્તિવત્ નિશ્ચલ હતો. નક્ષત્રરાય અધોમુખ કરીને ઉભો હતો.

મહારાજાએ રઘુપતિને તેનો અપરાધ શો હતો એ જણાવ્યા પછી પૂછ્યું : " તમારે કાંઈ કહેવું છે ? "

રઘુપતિ નિગ્રહપૂર્વક બોલ્યો : " તમને મારો ન્યાય કરવાનો અધિકાર નથી. "

" તો પછી એ કાર્ય કોને કરવાનું છે ? "

" હું બ્રાહ્મણ છું. દેવીનો પૂજારી છું. મારો ન્યાય દેવી જ કરશે. "

"દેવી તો સર્વનો ઇન્સાફ કરે છે; પણ અમે રાજાઓ તેના રાજદંડનાં સ્વરૂપ છીએ. તેથી અમારી મારફત દેવી અપરાધીઓને દંડ દે છે. પાપનો દંડ અને પ્રેમની બક્ષિસ આપવા માટે જ તેના હઝારો આજ્ઞા-પાલક સેવકો નિર્માણ થયેલા છે. તેમાંનો એક હું છું. પણ આ હકીકત કહીને હું તમારા ઉપર મારો અધિકાર જબરદસ્તીથી દાખવવા યત્ન કરતો નથી. હું તમને એટલું જ પૂછું છું કે, ગઇ કાલે રાત્રે બલિદાન માટે તમે એક બાલકની ચોરી કરી હતી કે નહિ ?"

રઘુપતિએ હા પાડી.

"તમે અપરાધ કબૂલ કરો છો ?"

"અપરાધ ? અપરાધ શી રીતે ? હું દેવીની આજ્ઞાનું પાલન કરતો હતો; દેવીનું કાર્ય કરતો હતો; તમે તેમાં વિઘ્ન નાંખ્યું તેથી અપરાધ તમે જ કર્યો હતો. હું દેવીનો પૂજારી છું. હું તમને અપરાધી ઠરાવું છું. તમારા અપરાધનો દંડ દેવી અવશ્ય કરશે !"

રઘુપતિના કથનની દરકાર નહિ કરતાં મહારાજા બોલ્યાઃ "મારો એ નિર્ણય છે કે, જે મનુષ્ય દેવીને નામે જીવબલિ દેવા તૈયાર થાય અથવા દે, તેને આ દેશમાંથી હદપાર કરવો. તમારા સંબંધમાં મારો આ નિર્ણય ફરશે નહિ. આઠ વર્ષ સુધી આ રાજ્યમાંથી તમને હદપાર કરવામાં આવે છે. સૈનિકો તમને દેશની સરહદમાંથી બહાર મૂકી આવશે."

સૈનિકો રઘુપતિને લઇ જવા તત્પર થયા; ત્યાં રઘુપતિ બોલ્યોઃ "સબૂર !" રાજા તરફ જોઇને તેણે કહ્યુંઃ "હવે હું તમારો ન્યાય કરૂં છું. લક્ષ રાખીને સાંભળો. ચતુર્દશ દેવતાઓની પૂજાની બે રાત્રિ દરમ્યાન જે કોઇ પોતાનાં મકાન બહાર નીકળે તેઓ પુરોહિતનાં

શિક્ષાપાત્ર થાય છે, એવો આ રાજ્યના મંદિરનો નિયમ છે. રાજા, તમે એ નિયમનો ભંગ કર્યો હતો. તેથી તમે મંદિરના અપરાધી છો."

"હું અપરાધ કબૂલ કરું છું "મહારાજાએ કહ્યું

"એ અપરાધની શિક્ષા કેવલ નાણાંમાં જ થઈ શકે છે." એક અમલદારે અધવચ્ચ કહ્યું.

"હું એ અપરાધ બદલ તમારો બે લક્ષ રૂપીઆ દંડ ફરમાવું છું. તમારે મને હમણાં જ એ રૂપીઆ આપી દેવા જોઈએ" રાજાને કહ્યું.

"ઠીક છે." થોડોક વખત વિચાર કરીને મહારાજા બોલ્યા અને કોષાધ્યક્ષને બોલાવીને તેમણે રઘુપતિને એ રકમ આપી દેવા આજ્ઞા કરી. સૈનિક રઘુપતિને લઈને ત્યાંથી ગયો.

એ પછી નક્ષત્રરાય પ્રત્યે નિહાળીને મહારાજાએ કહ્યું: "નક્ષત્ર, તું તારો અપરાધ કબૂલ કરે છે કે નહિ?"

"મહારાજા, હું અપરાધી છું. મને ક્ષમા કરો." એમ કહેતાં નક્ષત્રરાય મહારાજાનાં ચરણમાં ઢળી પડ્યો. હવે મહારાજા ગભરાઈ ગયા. એમનાથી કશું જ બોલી શકાયું નહીં. બહુ વખત સુધી વિચાર-ગ્રસ્ત રહ્યા પછી તેમણે પોતે જ શાંતિનો ભંગ કરતાં કહ્યું: "નક્ષત્રરાય, ઉઠ. મારું કહેવું સાંભળ. હું તને ક્ષમા કરનારો કોણ? રાજનિયમોનું પરિપાલન મારે કરવું જ જોઈએ. હું એ નિયમોથી અવશ્ય બંધાયલો છું. અપરાધી જેમ બંધનગ્રસ્ત હોય છે તેમ ન્યાયાધિકારી પણ બંધનાવસ્થામાં હોય છે. એક જ અપરાધ માટે બે ગુનેગારો ઉપસ્થિત હોય તો એકને શિક્ષા અને બીજાને ક્ષમા થઈ શકે જ નહિ. તું જ આ બાબતનો વિચાર કરી જો."

એક અમલદારે કહ્યું: "મહારાજ, નક્ષત્રરાય આપના બંધુ છે. આથી એમના અપરાધની ક્ષમા કરો."

મહારાજાએ ગંભીર વાણીમાં કહ્યું: "તમારે બોલવાની જરૂર નથી. જ્યાં સુધી હું આ સિંહાસન ઉપર છું ત્યાં સુધી ન્યાય-કાર્યમાં કોઈનો બંધુ કિંવા મિત્ર નથી!"

અમલદારથી હવે બોલી શકાયું નહિ. મહારાજાએ નિશ્ચય પૂર્વક કહેવા માંડયું: "નક્ષત્રરાય, તને ખબર છે કે, મારા રાજ્યમાં જે કોઈ દેવીને નામે બલિદાન દે છે અથવા દેવા યત્ન કરે છે તેને હદપાર કરવાની શિક્ષા ફરમાવવામાં આવે છે. મેં આવો કાયદો ઘડયો છે. ગઈ કાલે પુરોહિત સાથે તેં પ્રપંચ કરીને બલિદાનના ઈરાદાથી એક બાલકની ચોરી કરી હતી. તું તેને મંદિરમાં ઉપાડી ગયો હતો. આ અપરાધ સાબીત થયો છે; આથી હું તને પણ આઠ વર્ષ સુધી હદપાર કરું છું."

સૈનિક નક્ષત્રરાયને લઈ જવા તત્પર થયો એટલે મહારાજા ગોવિંદ-માણિક્ય સિંહાસનેથી નીચે ઉતર્યા. નક્ષત્રરાયને પોતાના હૃદય સરસો ચાંપીને તે બોલ્યા: "પ્રિય બંધુ! તને એકલાને જ આ શિક્ષા થતી નથી – મને પણ શિક્ષા થાય છે. પૂર્વજન્મમાં મેં કોણ જાણે કિયાં પાતક કર્યાં હશે તેની મને ખબર નથી! જેટલા દિવસ તું મારાથી – તારા ભાઈથી દૂર હોઈશ તેટલા દિવસ દેવતા તારૂં રક્ષણ કરો અને કલ્યાણ કરો, એવી મારી પ્રાર્થના છે."

અંતઃપુરમાં આ ખબર પ્રસરતાં વાર લાગી નહીં. ત્યાં પારાવાર રૂદન થઈ રહ્યું. એ રૂદન – સ્વર ન્યાયાલયમાં સંભળાવા લાગ્યા. રાજા ન્યાયાલયમાંથી મહેલમાં ગયા અને એક ખંડમાં જઈને તેનાં દ્વાર બંધ કરીને પોતે અશ્રુપાત કરવા લાગ્યા! શોકનો આવેગ બંધ પડયા પછી તેમણે હસ્તનો સંપૂટ કરીને પરમાત્માને પ્રાર્થના કરી:

"હે પ્રભો! જો મેં કાંઈ અપરાધ કર્યો હોય તો મને પણ તું

શિક્ષા – મુક્ત રાખીશ નહિ. મારાપર દયા કરીશ નહિ. મારાં પાપની મને યોગ્ય શિક્ષા જ કરજે. પાપ કરીને શિક્ષાનો ભાર સહન કરી શકાય છે; પણ ક્ષમાનો ભાર ઉચકી શકાતો નથી ! ”

રાજાનું મન નક્ષત્રરાય પ્રત્યેના પ્રેમથી તરબોળ થઈ ગયું. એમનો શોક વધી ગયો. નક્ષત્રરાયના બાલમુખની સુંદરતા તેમની સમક્ષ તરવરવા લાગી. તેણે જે જે બાલ – લીલા કરી હતી, તે જે જે રમતો રમતો હતો, તે જે કાંઈ કાલુંઘેલું બોલતો હતો, તે બધું જ તેમના સ્મૃતિપટમાં આવ્યું. સૂર્ય પ્રકાશમાં, ચન્દ્રજ્યોત્સ્નામાં અંધકારમય રાત્રિએ તારકગણના પડતા ઝાંખા પ્રકાશમાં, દિવસોના દિવસો સુધી અને રાતની રાત સુધી નક્ષત્રે કરેલી લીલાનાં સ્મરણ જાણે હવે સ્વપ્નવત્ હતાં એમ રાજાને લાગ્યું. એમનાં નેત્રમાંથી અશ્રુધારા સરવા લાગી.

## ૧૯

રઘુપતિ રાજ્યમાંથી બહાર જવા તૈયાર થયો ત્યારે સૈનિકો એ તેને પૂછ્યું: " કઈ તરફ જવું છે ? "

રઘુપતિ: " પશ્ચિમ દિશામાં. "

નવ દિવસના પ્રવાસ પછી તેઓ ઢાકા નજીક જઈ પહોંચ્યા. રઘુપતિને ત્યાં મૂકીને સૈનિકો રાજધાનીમાં પાછા ફર્યા.

રઘુપતિ મનોગત વિચારવા લાગ્યો: " કલિયુગમાં બ્રાહ્મણના શાપ કદાપિ, સત્ય ઠરતા નથી એમ કહેવાય છે તેથી શું થઈ ગયું ? બ્રાહ્મણોની બુદ્ધિ હજી કાયમ છે. હું બુદ્ધિનો ઉપયોગ કરી બતાવીશ. તેથી ગોવિન્દમાણિક્યને પણ ખબર પડશે કે, આ પુરોહિત કેવો છે ? "

ત્રિપુરા રાજ્યમાં દેવીના મંદિરમાં રહેવાથી રઘુપતિને મોગલો, તેમનાં રાજ્ય, તેમની રાજ્યનીતિ, ઇત્યાદિ સંબંધી કશી વાકેફગારી નહતી; પણ ઢાકા પહોંચીને તેણે એ બધી બાબતો સમજવા કોશિષ આદરી.

એ વખતે મોગલ બાદશાહ શાહજહાં રાજ્ય કરતો હતો. તેનો ત્રીજો પુત્ર ઔરંગઝેબ દક્ષિણમાં વિજાપુર ઉપર હુમલો કરવા ગયો હતો અને તેનો બીજો પુત્ર સુજા બંગાળાનો સુબેદાર હતો. સુજાની રાજધાની રાજમહાલમાં હતી. બાદશાહનો સૌથી નાનો પુત્ર ગુજરાતનો સુબો હતો; અને સૌથી મોટો પુત્ર, રાજ્યનો ઉત્તરાધિકારી હોવાથી દિલ્હીમાં બાદશાહ પાસે રહેતો હતો. બાદશાહનું વય ૬૯ વર્ષનું હતું. તેનું શરીર અસ્વસ્થ રહેતું હતું તેથી સલ્તનતનો કારોબાર દારા સંભાળતો હતો.

રઘુપતિએ ઢાકામાં મુકામ કર્યો: ઉર્દુ ભાષાનો અભ્યાસ કર્યો અને પછી તેણે રાજમહાલ તરફ રવાનગી કરી. એ વેળા સમગ્ર દેશમાં એવી અફવા પ્રસરી રહી હતી કે, બાદશાહ મરણપથારીએ છે. એ ઉડતી વાત સુજાને કાને આવવાથી પોતાનું સૈન્ય એકત્ર કરીને સુજા દિલ્હી તરફ ચાલ્યો ગયો હતો. બાદશાહના ચારે પુત્રો મરણાસન્ન બાદશાહનો રાજ્યમુકુટ પોતપોતાને મસ્તકે ધારણ કરવા અનેક પ્રકારે અલગ અલગ યત્નો કરી રહ્યા હતા.

રઘુપતિએ સુજાનો શૂન્ય રાજમહાલ છોડીને તુર્ત જ સુજાની પાછળ દિલ્હી પ્રતિ પ્રયાણ કર્યું. એણે પોતાની સંપત્તિ એક ગાઢ નિર્જન અરણ્યમાં દાટી દીધી હતી અને ખર્ચ જોગ થોડુંક નાણું પોતાની પાસે રાખ્યું હતું. રાજમહાલથી દિલ્હી તરફ તે એકલો જવા લાગ્યો. માર્ગમાં એણે જોયું કે, અનેક મકાનો ભસ્મીભૂત કરી નાખવામાં આવેલાં હતાં; ગામડાંઓમાં વસતિ નહતી; ખેતરોમાંથી અનાજ લૂંટી લેવામાં આવ્યું હતું. રઘુપતિએ સંન્યાસીનો વેષ ધારણ કર્યો હતો. પરંતુ આ સંન્યાસીનું આતિથ્ય થવું, અત્યારે કઠિન હતું. કેમકે, સુજાનું સૈન્ય જે જે માર્ગેથી ગયું હતું તે માર્ગે ખેતરોમાં ધાન્યનાં કણ સુદ્ધાં નહતાં. એમ કહેવાતું હતું કે, સૈનિકોએ પોતાના હાથી ઘોડા અને બળદ માટે

અનાજ અને ઘાસ વાઢી લીધાં હતાં; કૃષિકારો માટે કાંઈ જ અવશિષ્ટ રાખ્યું ન હતું; ચારે બાજુએ લૂંટફાટ થયેલી હોવાથી તે બિચારાઓની દુર્દશા થઇ ચૂકી હતી. કોઈ મનુષ્યનો મેળાપ આ સંન્યાસીને થતો, તો, તેના મુખ ઉપર ઉદાસીનતા છવાયેલી દેખાતી; પ્રસન્નતાનાં લેશ માત્ર ચિહ્ન દેખાતાં નહિ. કોઇને કોઈ અજાણ્યા ઉપર આ વખતે વિશ્વાસ બેસતો નહિ. ભયભીત હરણની પેઠે કોઈ પ્રવાસીને જોઇને લોક નાસી જતા. કોઇના ઉપર દયા કરવાની ભાંજગડમાં પડતા નહિ!

એક નિર્જન માર્ગમાં એક વૃક્ષ નીચે ચારેક માણસો લાકડીઓ લઇને બેઠેલા હતા. કોઈ પથિક રૂપ શિકારની રાહ જોતા રાતદિવસ તેઓ ત્યાંબેસી રહેતા હતા. ધૂમકેતુની પાછળ રહેનાર ઉલ્કારાશિ પ્રમાણે લૂંટારાઓએ સેનાની પાછળ ને પાછળ રહીને સેનાએ કરેલી લૂંટમાંથી જે માલ બચ્યો હોય તે લૂંટી લેવા માંડયો હતો. એકાદ પ્રેત માટે કુતરાં અને ગીધડાં વચ્ચે કોઈ કોઈવાર લડાઈ થતી. સૈન્યોને મન નિર્દયતા એ તો રમત જેવી વસ્તુ હોય! કોઈ બિચારા ખેડુતના પેટમાં હસતાં હસતાં તલવાર ભોંકી દેવી અથવા તેનુ શિર ધડ પરથી ઉડાવી દેવું, એ તો સૈનિકોને મન હાસ્યખેલની બાબતો હતી! ગામના લોકો પોતાનાથી ડરે છે, એવું જાણીને તો સૈનિકોને ખૂબ ગંમત પડતી! લૂંટ કરે અને પછી ગંમતને ખાતર લોકને સતાવે ત્યારે જ તેઓને સંતોષ થતો! એમની સતામણીના પ્રકાર આવા હતાઃ બે એક બ્રાહ્મણોને એકઠા કરે; તેમની શિખાઓ પરસ્પર બાધે અને પછી તેઓનાં નાકમાં મરચાં સુંધાડે! એ બિચારાઓ તેને લીધે જે કૂદાકૂદ કરી મૂકે અને બૂમો પાડે તેમાં એ સૈનિકોને ગમ્મત પડતી! બે ઘોડાને પૂંછડાં તરફથી એક બીજા સાથે ઉભા રાખીને વચ્ચે એકાદ માણસને બેસાડવામાં આવતો અને પછી ઘોડાઓને ચાબૂક પર ચાબૂક લગાવવામાં આવતી! બિચારો માણસ, એ ઘોડાઓના નાસવાથી જમીન

પર પટકાઈ પડે; એને વાગે; એના હાથ પગનાં પાંસળાં તૂટી જાય અને એમાં એ લોકોને ગમ્મત પડતી !

રોજ બ રોજ આવી ને આવી કંઈક ગમ્મત કરતા સૈનિકો આગળ વધતા; વગર કારણે ગામડાં બાળી મૂકતા; અને કહેતા કે, બાદશાહના સન્માનાર્થે આ અગ્નિલીલા બતાવીએ છીએ! આવાં સેંકડો અત્યાચારનાં ચિહ્ન અહીં તહીં દેખાતાં હતાં.

અને આવી દુર્ભાગી પરિસ્થિતિમાં સંન્યાસીનું સ્વાગત કોણ કરે? સંન્યાસીને કોઈ દિવસ ઉપવાસી રહેવું પડતું. કોઈ દિવસ થોડુંક અન્ન મળતું; એમ એ આગળ ને આગળ પ્રવાસ કરી રહ્યો. એક રાત્રે એક જનશૂન્ય એકલડોકલ ઝુંપડી આગળ તે જઈ પહોંચ્યો. તે શ્રમિત થઈ ગયો હતો. ઝુંપડીમાં કોઈ હતું નહીં. બ્રહ્મદેવ એમાં સૂઈ ગયો. એને નિદ્રા આવી ગઈ. પ્રાતઃકાલ થયો; અને એણે શું જોયું? મસ્તકવિહોણા એક ધડને ઉશિકું બનાવીને પોતે સૂતેલો હતો !

એક દિને એને ખૂબ ક્ષુધા લાગી. એક ગામમાં સુઘડ દેખાતા એક ગૃહમાં તેણે પ્રવેશ કર્યો. એક ખુલ્લી અને ભાંગેલી તૂટેલી પેટી પર એક મનુષ્ય જડવત્ બેઠેલો હતો. એની દૃષ્ટિ એક સરખીજ સામે ને સામે હતી. એની આંખમાંના ડોળા લગીરે હાલતા ન હતા. બ્રહ્મદેવતાએ એને ઢંઢોળ્યો. એનો દેહ જમીન પર ઢળી પડ્યો ! આહ્ ! એ કેવળ હાડપિંજર હતું ! એ માણસનો આત્મા એના દેહમાંથી ચાલ્યો ગયેલો હતો !

યતિરાજ એક દિન એક બીજા મકાનમાં નિદ્રિત થયા; પ્રાતઃકાળ થયો ન હતો તે અગાઉ નિદ્રાભંગ થતાં, એણે જોયું કે, કોઈ કે હળવે રહીને એ ગૃહનું દ્વાર ઉઘાડ્યું, ચંદ્રપ્રકાશ તે દ્વારા અંદર આવ્યો.

સાથે સાથે કોઈક વ્યક્તિએ ગૃહ-પ્રવેશ કર્યો. થોડી વારે કોઈક સ્ત્રીઓ અંદર આવી; પરંતુ સંન્યાસીને જોતાં જ તેઓએ ભયભરી ચીસો પાડી મૂકી.

એક જણે પૂછ્યું: "કોણ છે તું?"

સંન્યાસીએ કહ્યું: "હું એક પાંથસ્થ બ્રાહ્મણ છું. તમે કોણ છો?"

"હું આ ગૃહાધિપતિ છું. આ ગૃહ મારૂં છે. અમે તે છોડીને નાસી ગયાં હતાં. મોગલ સૈન્ય જતું રહ્યું એટલે પાછાં આવ્યાં છીએ." તેણે જવાબ દીધો.

પાંથસ્થે પ્રશ્ન કર્યો: "એ સૈન્ય કઈ દિશામાં ગયું?" ગૃહાધિપતિએ ઉત્તર દીધો: "વિજયગઢ તરફ. હવે તે લોકોએ કદાચ વિજયગઢમાં પ્રવેશ કર્યો હશે."

બ્રહ્મદેવ કાંઈજ બોલ્યો નહિ. ચૂપચાપ તે ગૃહ તે ત્યજી ગયો.

## ૨૦

વિજયગઢનું વિસ્તૃત અરણ્ય એટલે તસ્કરો અને લૂંટારાઓનો અડ્ડો! એ અરણ્યની અધવચ્ચે એક રાજમાર્ગ હતો. એની બંને બાજુઓએ કેટલાંય મનુષ્યનાં અસ્થિ અને હાડપિંજર પડેલાં હતાં. તેમની વચમાંથી વળી રાની ફુલનાં ઝાડ ઉગેલાં હતાં. એમાં વડ, બાવળ અને લીંબડાનાં વૃક્ષ પણ હતાં. ક્યાંક ક્યાંક જળભર્યા ખાબોચીઆં પણ હતાં, તેમાં કાયમ દુર્ગંધ મારતું પાણી રહેતું; સુકાયલાં પાંદડાં અને ડાળખાં તેમાં એકત્ર થતાં. અનેક પ્રકારની સર્પાકાર વાંકીચૂકી પગ દંડિકાઓ પણ તે અરણ્યમાં હતી. વૃક્ષો પર વાનરનાં ટોળેટોળાં કૂદાકૂદ કરી મૂકતાં. વડની વડવાઈઓની પેઠે તેઓની પૂછડીઓ પણ વૃક્ષશાખાઓ પરથી લટકતી હતી. એકાદ ભાંગેલા તૂટેલા મંદિરના આંગણામાં વાનરો દાખલ થઈ જઈને ત્યાંનાં વૃક્ષો પરનાં પુષ્પપલ્લવને પોતાના દાંતથી તોડીને ખાઈ જતાં હતાં, સાયંકાલે અંજન વૃક્ષ પર અસંખ્ય પોપટ આવીને બેસતા અને એમના અવાજથી જાણે આ ઘોર અરણ્યમાં અંધકાર ટૂકડે ટૂકડા થઈને ફાટતો જતો હતો,

આજ આ અરણ્યમાં વીસ હઝારની સેના દાખલ થઈ હતી, રસ્તાઓ, વૃક્ષો, લતાઓ વગેરેને તે ઘેરી રહી હોવાથી અરણ્ય વર્તુલાકાર લાગતું હતું. એ સેનાને જોઈને કાગડાઓ 'કા...કા...' કરતા આકાશમાં ઉડવા લાગ્યા હતા, વૃક્ષો પર પોપટ કે બીજાં પક્ષીઓથી પણ બેસી શકાયું ન હતું.

સેનાપતિએ સૈનિકોને તાકીદ કરી હતી કે, કોઈ જાતનો કોલાહલ મચાવવો નહિ. સૈનિકોએ આખો દિવસ આ અરણ્યમાં મુસાફરી કરી હતી. સાયંકાલ પડતાં તેઓએ મુકામ નાંખીને રસોઈની તૈયારીઓ કરવા માંડી. તેઓ લાકડાં કાપી લાવ્યા; ડાળખાં અને પાંદડાં ભેગાં કરી લાવ્યા અને અગ્નિ સળગાવ્યો. ઠેર ઠેર એવા સ્વયંપાક કરનારાઓએ ચુલા સળગાવ્યા હતા. તેઓ ધીમા સ્વરે માંહે માંહે વાતો કરતા હતા. પરંતુ આટલી બધી સંખ્યાના લોકોનું ધીમું બોલવું પણ અરણ્યમાં જે ગુંજન ફેલાવી રહ્યું હતું, તેને લીધે સંધ્યાકાલે બોલતી કંસારીઓનાં "કિર્ કિર્" સ્વર પણ દબાઈ જતા હતા. ઝાડે બાંધેલા ઘોડાઓ ઘડીએ ને પલકે હણુહણાટ કરતા હતા; અને પગ ઠોકીને અને ઘસડીને જમીન ઉખેડતા હતા, તેથી વન કંપિત થતું હતું.

એક મંદિરથી થોડેક દૂર ખુલ્લી જગ્યામાં શાહસુજાનો તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. બીજાઓએ ઝાડવાં નીચે અડ્ડા જમાવ્યા હતા.

સંન્યાસી વેષમાં રઘુપતિએ આ જંગલમાં પ્રવાસ આરંભ્યો ત્યારે રાત્રિ થઈ ચૂકી હતી. જ્યારે તે આ સેના નજીક આવ્યો ત્યારે તો ઘણાક સૈનિકો થાકયાપાકયા હોવાથી નિદ્રાદેવીના અંકમાં પોઢી ગયા હતા—જોકે કયાંક કયાંક તાપણાં સળગતાં હતાં તેથી કોઈક કોઈક જાગતા હોય એમ જણાતું હતું.

સંન્યાસી તે રાત્રે તો તેમનાથી દૂર જઈને જંગલ બહાર સૂતો. ચોમેર અંધકાર પ્રસરેલો હતો. વીસ હઝાર માણસો નિદ્રામાં ઘોરતા હતા ત્યારે તેમનો ઘોરવાનો અવાજ અરણ્યને ગજાવી મૂકતો હતો. જાણે વૃક્ષો પોતાની શાખાઓ રૂપ હાથ પ્રસારીને તેમનું રક્ષણ કરતાં હતાં. જેમ ઉલૂક પક્ષી પોતાના નવા જન્મેલા બાલકને છાતી પર રાખીને પોતાની પાંખ પ્રસારીને બેસે છે તેમ જંગલ બહારની વિશાળ રાત્રિ, જંગલમાંની રાત્રિને પોતાની પાંખમાં દાબીને તેનું જતન કરી રહી હતી. જંગલમાંની રાત્રિ ડોકું નમાવીને ઝોકાં ખાતી ઉંઘે છે અને જંગલ બહારની રાત્રિ જાગૃત બેઠેલી છે, એમ રઘુપતિને લાગ્યું. તે સૂતો હતો પણ તેને પૂરી નિદ્રા આવતી ન હતી.

સહવારના પહોરમાં તેની આંખ સહેજ મળી ગઈ હતી તેવામાં કોઈકે તેને ઢંઢોળીને જગાડયો. તે ચોંકીને આમ તેમ જોવા લાગ્યો તો લાંબી દાઢીવાળા એક પાઘડીધારી મોગલ સૈનિકને તેણે પોતાની સામે ઉભેલો દીઠો. તે પોતાની ભાષામાં કાંઈક બોલતો હતો. રઘુપતિને લાગ્યું કે, 'તે મને ગાળો ભાંડે છે' આથી તેણે પણ બંગાળી ભાષામાં સ્વસ્તિવાચન શરૂ કર્યા! મોગલ તેની ભાષામાં અને આ પોતાની ભાષામાં, એમ બોલતા હતા; પણ કોઈ, કોઈનું બોલવું સમજતા ન હતા. આખરે કંટાળીને બ્રહ્મદેવ બોલ્યો: "શું તું મારી મજાક ઉડાવે છે?" તે આમ બોલ્યો તો ખરો; પણ એ લોકોની ખરી મજાકનો સ્વાદ તો હજી તેણે મુદ્દલે ચાખ્યો ન હતો! આ સંન્યાસીએ જ્યારે મોટેથી તે મોગલ સૈનિકને પ્રશ્ન કર્યો ત્યારે તેણે તેની મુદ્દલે દરકાર ન કરતાં તેનો હાથ ઝાલ્યો અને તેને ખેંચીને તે આઘો ને આઘો ખેંચી જવા લાગ્યો. આથી બીજાઈને સંન્યાસીએ બૂમો પાડવા માંડી–તેની સાથે જવાની તેણે પોતાની નામરજી બતાવી પણ એ સૈનિકે તો હસ્યા જ કર્યું; તેને તે હસતો હસતો ખેંચતો જ રહ્યો અને રઘુપતિના થોડાક બંગાળી શબ્દોના ચાળા પાડવા લાગ્યો!

ધીમે ધીમે બીજા સૈનિકો પણ તેની સાથે આવી મળ્યા; અને જ્યારે તેઓની સંખ્યા વધી ગઈ ત્યારે જ તેઓની મજાકનો સ્વાદ આ બ્રાહ્મણ ભાઈને ચાખવો પડયો! એક જણે તેના મૂંડેલા માથા પર માટીનું ઢેફું મૂકયુંઃ અને બીજાએ તેના નાક આગળ એક સોટી વાંકી કરીને ધરી. તે જેમ દૂર જવા લાગ્યો તેમ સૈનિક પણ તેની સાથે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં અચાનક સૈનિકે એક તીડ પકડીને તેના મોં તરફ ફેંકયું. રઘુપતિ આથી ચમકીને બહેબાકળો બની ગયો, અને એ જોઈને સૈનિકોએ ખડખડાટ હસીને એ જંગલ ગજાવી મૂકયું.

આજ બપોરે યુદ્ધ થનાર હતું તેથી સહવારના પહોરથી જ સૈનિકોએ આ બ્રાહ્મણને નિશાન બનાવીને દિલ બહેલાવવા માંડયું હતું. તેઓએ તેની સાથે બીજી તો આવી કંઈક પ્રકારની ગંમત કરી અને જ્યારે તેઓ તે ગંમત પૂરી કરી રહ્યા ત્યારે તેને તેઓ શાહ-સુજાના તંબુમાં લઈ ગયા. સુજાને તેણે કુર્નિસ બજાવી નહીં; કારણકે દેવ અથવા બ્રાહ્મણ સિવાય કોઈને પણ મસ્તક નમાવવું નહીં એવો તેનો નિયમ હતો. એટલે તે પોતાનું મસ્તક ઉંચું રાખીને જ ઉભો રહ્યો અને એ બાદ પોતાના બન્ને હાથ ઉંચા કરીને તે બોલ્યોઃ "બાદશાહ સલામતનો વિજય થાઓ."

સુજા સુરાપાનમાં પ્રવૃત્ત હતો. મદ્યની પ્યાલી હાથમાં ઝાલેલી રાખીને તેણે તિરસ્કારથી પૂછયુંઃ "શેની ધાંધલ છે?"

એક સૈનિક બોલ્યોઃ "હઝુર, આ શત્રુનો જાસૂસ છે. છુપાઈને આપણો ભેદ જાણવા તે અહીં આવ્યો છે. આથી તેને પકડીને અમે હઝુરની ખિદમતમાં હાજર કર્યો છે."

સુજાએ કહ્યુંઃ "એમ? એ બિચારો અહીં બધું જોવા આવ્યો છે ને? એને બધું સારી પેઠે બતાવો તે પછી જવા દ્યો. એટલે તેના

મુલ્કમાં જઈને ખુલાસાથી બધાને તે કહી શકશે કે, આપણી કેવી તૈયારી છે."

બ્રાહ્મણે ભાંગીતૂટી હિંદી ભાષામાં કહ્યું: "હજુરના તાબામાં મને કાંઈક કામગિરી સોંપો, એવી મારી અરજ છે."

સુજાએ બગાસાં ખાતાં ખાતાં હાથ હલાવીને તેને ચાલ્યા જવાની ઈશારત કરી અને કહ્યું: "ઉફ! કેટલી બધી ગરમી પડે છે?"

આ સાંભળીને એક નોકરે પંખાથી તેને વા નાંખવા માંડ્યો.

દારાએ પોતાના પુત્ર સુલેમાનને જયસિંહ સહિત સુજાની સામે તેનો માર્ગ રોકવા માટે મોકલ્યો હતો. તેની મોટી ફોજ આ અરણ્ય નજીક જ આવી પહોંચી હતી. આથી વિજયગઢનો કિલ્લો હસ્તગત કરી લેવા અને પોતાની ફોજને તેમાં રાખવા શાહસુજાએ નિર્ણય કર્યો હતો. એ મુજબ ખબર આપવા તેનો એક અમલદાર જ્યારે વિજયગઢ ગયો ત્યારે એ અમલદારને વિજયગઢના રાજા વિક્રમસિંહે કહ્યું હતું કે: "હું તો કેવળ દિલ્હીના બાદશાહ શાહજહાં અને જગતના માલીક શ્રી શંકર ભગવાનનો જ આશ્રિત છું. સુજા છે કોણ? હું એને ઓળખતો નથી અને તેનું કહેવું માનવાની મને પરવા નથી."

આ ઉત્તરથી જ્યારે સુજાને માહિતગાર કરવામાં આવ્યો ત્યારે તે બોલી ઉઠ્યો: "ઉફ! કેવો બેઈમાન! તેની સાથે લડાઈ કરવી જ પડશે!"

સુજાના આ ઉદ્‌ગાર સંન્યાસી સાંભળી ગયો અને જ્યારે સૈનિકોના હાથમાંથી તે છૂટો થયો ત્યારે તેણે તરત જ વિજયગઢને માર્ગે પ્રયાણ કર્યું.

## ૨૧

વિજયગઢ પર્વત ઉપર આવેલો હતો. તેના કિલ્લા આગળ જઈ પહોંચતાં રઘુપતિએ જોયું કે, પાષાણનો બનેલો એ કિલ્લો જાણે આકાશનો અંત જોતો હતો. તેની આગળ વિસ્તરેલું અરણ્ય જે પ્રમાણે હઝારો વૃક્ષના સમૂહથી પરિવ્યાપ્ત હતું તે પ્રમાણે કિલ્લો પણ પાષાણથી વ્યાપ્ત હતો. પાષાણ વડે જ તે કિલ્લાએ જાણે પોતાને બંધ કરી દીધો હતો. જંગલ સાવધાન હતું; તો કિલ્લો જાગૃત હતો. જંગલ એકાદ વાઘની પેઠે પૂંછડું દાબીને બેઠેલું હતું. કિલ્લો એકાદ સિંહની પેઠે પોતાની યાળ પ્રસારીને અને મોં ઉંચું કરીને બેઠો હતો. અરણ્ય જમીન સાથે કાન મેળવીને કાનફુસી કરતું હતું ત્યાર કિલ્લો પોતાનું ડોકું અદ્ધર રાખી રહ્યો હતો.

જંગલમાંથી નીકળીને કિલ્લા પાસે આવતાં પહેરગીરને જોઈને રઘુપતિ સહેજ અચકાયો. કિલ્લામાંથી રણશિંગાં વાગવા લાગ્યાં અને એકાએક સિંહની માફક કિલ્લાએ ગર્જના કરી મૂકીને, પોતાના નખ

અને દાંત બહાર કાઢીને, ભવાં ચઢાવ્યાં-જાણે આક્રમણ માટે તે સજ્જ થઈને ઉભો રહ્યો !

રઘુપતિ પોતાનું જનોઈ બતાવીને અને હાથ ઉંચા કરીને ઇશારા કરવા લાગ્યો. પહેરેગીરે તેને જોઇને પૂછ્યું :

" કોણ છે, તું?"

" અતિથિ બ્રાહ્મણ" રઘુપતિએ જવાબ દીધો.

કિલ્લાના મહારાજ વિક્રમસિંહ ઘણા ધાર્મિક પુરુષ હતા. દેવ દેવીઓ અને અતિથિઓની સેવામાં તે સદૈવ તત્પર રહેતા. જનોઈ બતાવીને બ્રાહ્મણ તરીકે પોતાનો પરિચય આપવાની રઘુપતિને આવશ્યકતા નહતી પરંતુ આ સમય હતો લડાઈનો; એટલે શું કરવું યોગ્ય છે, એ સૈનિકો સમજતા નહતા. રઘુપતિએ કહ્યું : " જો તમે મને આશ્રય નહિ આપો તો મુસલમાનોના હાથથી મારૂં મૃત્યુ થશે; અને તમને બ્રહ્મહત્યા લાગશે."

વિક્રમસિંહને કાને આ વાત પહોંચી. બ્રાહ્મણને કિલ્લામાં આશ્રય આપવાની તેણે આજ્ઞા કરી. કિલ્લાના કાંગરા ઉપરથી એક લાંબી નિસરણી ઉતારવામાં આવી.

રઘુપતિ તેની મારફત ચઢીને કિલ્લા ઉપર ગયો.

કિલ્લા માંહેલા તમામ લોકો એકંદરે યુદ્ધના વિચારોથી જ વ્યગ્ર હતા. અતિથિના સત્કારનો ભાર વૃદ્ધ કાકાશ્રીએ પોતાના શિરે લીધેલો હતો. કાકાશ્રીનું મૂળ નામ ખડ્ગસિંહ હતું પરંતુ જનતા તેમને 'કાકાજી' કહેતી હતી. કોઈક તેમને સુબેદાર પણ કહેતા. આ પ્રમાણે લોકો તેમને કેમ સંબોધન કરતા તેનું કારણ કાંઈ ખાસ જાણવા જેવું નહતું. ખડ્ગસિંહને કોઈ ભત્રીજો નહતો. ભાઈ પણ

નહતો. એટલે 'કાકા' કહેવરાવવાનો તેમને હક્ક નહતો. અને એવો હક્ક ઉત્પન્ન થવાનો કદી સંભવ પણ નહતો. કાકાશ્રીના ભત્રીજાઓની જેટલી સંખ્યા હતી, તેટલી સંખ્યા તેમને સુબેદાર કહેનારાઓની નહતી. તેમના તાબામાં એક પણ સુબો ન હતો પણ અત્યાર લગી તેમના અધિકારમાં કોઈએ શંકા કરી ન હતી; કિંવા સંદેહ પ્રકટ કર્યો નહતો. જે લોકોને ભત્રીજા નહોવા છતાં 'કાકા' કહેવાય છે અને જેઓ સુબા હોતા નથી છતાં સુબેદાર કહેવાય છે તેઓને પોતાના અધિકાર ઉપરથી પદચ્યુત થવાની ભીતિ હોતી નથી! અનિત્યતાને જેમ જગત સાથે અને ચંચલતાને જેમ લક્ષ્મી સાથે સંબંધ હોય છે તેમ આ અધિકારોને ખડ્ગસિંહ સાથે સંબંધ હતો એટલે કારણોના જ્યાં અભાવ ત્યાં કાર્યની નિષ્પત્તિજ કેવી રીતે હોય ?

"અહો ! આ તો યથાર્થ બ્રાહ્મણ લાગે છે!" એમ કહીને કાકાશ્રીએ રઘુપતિને ભક્તિભાવે પ્રણામ કર્યા. રઘુપતિનું સ્વરૂપ દીપ શિખાની પેઠે દેદીપ્યમાન હતું, જેને લીધે તેને જોતાં જ લોક પતંગની પેઠે એકાએક મુગ્ધ થઈ જતા. કાકાજીએ વર્તમાન સમયની શોચનીય અવસ્થા વિષે ખેદ પ્રકટ કરીને પૂછ્યું: "દેવ, પૂર્વ કાળમાં બ્રાહ્મણો કેવા હતા અને આજ કેવા છે? પહેલાંના જેવા બ્રાહ્મણો શું અદ્યાપિ પણ મળી આવે તેમ છે?"

"ઘણા થોડા" રઘુપતિએ જવાબ દીધો.

"પૂર્વે બ્રાહ્મણોના મુખમાં અગ્નિ રહેતો. આજ તો તેમના પેટમાં અગ્નિએ આશ્રય લીધો છે!"

"તેઓ આજે પહેલાંના જેવાં રહ્યા છે, ક્યારે?"

ડોકું હલાવતાં કાકાશ્રી બોલ્યા: "ખરૂં કહ્યું. બરાબર ખરૂં

કહ્યું. અગત્સ્ય મુનિ જેમ પાણી પીતા તેમ ભોજન પણ કરતા હતા. પણ તે વખતે તો તેઓ એકલા જ પ્રસિદ્ધ હતા ને!"

"એમના સિવાય બીજાંએ ઉદાહરણ છે તો ખરાં"

"હા. હા. છે. બીજાં નહોય, શા માટે? જહ્નુમુનિની તૃષા સંબંધમાં ઉલ્લેખ મળી આવે છે; પરંતુ તેમના આહાર સંબંધી કશું લખેલું જણાતું નથી. પણ આપણને અનુમાન કરવામાં શી હરકત છે?"

બ્રાહ્મણોનો મહિમા સ્મરણમાં લાવીને રઘુપતિએ કહ્યું: "ના, મહારાજ, તેઓનાં ચિત્ત ભોજન ઉપર જ કાંઈ વિશેષ રહેતાં નહતાં. તે તરફ તો તેઓનું લક્ષ જ ન હતું, એમ કહેવામાં હરકત નથી."

કાકાશ્રી: "રામ, રામ, તમે આમ કેમ કહો છો? એ લોકોનો અગ્નિ તો ખૂબ પ્રદીપ્ત હતો. એ સંબંધી પુષ્કળ પ્રમાણ મોજૂદ છે. પણ કાળના વહેવા સાથે એ અગ્નિ તો શું પણ ચારે બાજુનો અગ્નિ પણ શાંત થઈ ગયો! હવે તો કયાંયે હોમ પ્રજવલિત થતા નથી!"

રઘુપતિ સહેજ ખિન્ન થઈને બોલ્યો: 'અત્યારે હોમ પ્રજવલિત થાય શી રીતે? દેશમાં ઘૃત રહ્યું છે જ કયાં? મ્લેચ્છો ગાવધ કરે છે; એટલે જ હોમનાં સાહિત્ય મળતાં નથી. હોમનો અગ્નિ પ્રદીપ્ત ન રહે, તો બ્રાહ્મણોનાં તેજ હવે કેટલા દિવસ ટકી શકવાનાં હતાં?"

આમ કહીને આ બ્રાહ્મણે ચીનગારી મૂકવાની પોતાની ગુપ્ત શકિતનો અનુભવ કાકાજીને કરાવ્યો. કાકાશ્રી બોલ્યા: "મહારાજ, તમે ખરૂં કહો છો, આજે ગાયો મરે છે તેમણે મનુષ્યયોનિમાં જન્મ ધારણ કરવા માંડયો છે! એટલે હવે ઘી મળવાની આશા યે રહી નથી, તેમ, ઘી વડે આવતી શકિત યે કોઈનામાં રહી નથી! વારુ આપ કયાંથી પધાર્યા છો?"

"ત્રિપુરારાજ્યધાનીમાંથી."

વિજયગઢ બહારનાં ઈતિહાસ-ભૂગોળનું જ્ઞાન કાકાજીને બહુ થોડું હતું. સિવાય, આ ભારતવર્ષમાં વિજયગઢ સિવાય બીજી જવા-આવવા જોગ કોઈ જગ્યા હોવાનું તેઓ માનતા ન હતા. તેમણે અનુમાન કરતાં કહ્યું: "અહોહો! ત્રિપુરાનો રાજા તો બહુ મોટો છે!" રઘુપતિએ એ કથનને પુષ્ટિ આપી.

"તમે ત્યાં શું કરો છો?" કાકાજીએ પૂછ્યું.

"હું ત્રિપુરાનો રાજપુરોહિત છું."

"અહાહા!" ચકિત નયને તેના તરફ જોઈ રહીને કાકાજી બોલ્યા. એમને રઘુપતિ પ્રત્યે ખૂબ માન ઉપજ્યું. તેમણે પૂછ્યું: "તમે અહીં શા વાસ્તે પધાર્યા છો?"

"તીર્થયાત્રા કરવા."

"ધડામ્!" એકાએક આ વખતે તોપના ગોળાનો મોટો અવાજ સંભળાયો. શત્રુઓએ કિલ્લા પર આક્રમણની શરૂઆત કરી દીધી. કાકાજીએ હસીને આંખો મીચકારતાં કહ્યું: "તેઓની તોપોનું કંઈ જ ફળ નીપજવાનું નથી!" વિજયગઢના કિલ્લા ઉપર તેમને જેટલો મજબૂત વિશ્વાસ હતો, તેટલા તો તે કિલ્લાના પથ્થર પણ મજબૂત ન હતા. એકાદ પરદેશી કિલ્લામાં આવ્યો કે, તેના પર કાકાજી પોતાના દૃઢ મતની છાપ પાડતા જ! પોતાના અધિકારની અને વિજયગઢના મહત્વની વાતો તેઓ કાયમ કરતા રહેતા. અતિથિ ત્રિપુરા રાજ્યમાંથી આવ્યો છે; અને વળી બ્રાહ્મણ છે. એવો અતિથિ મળવો દુર્લભ એટલે જ કાકાજીનો આનંદ ગગનમાંયે સમાતો ન હતો! રઘુપતિને વિજયગઢની પ્રાચીનકાલીન મહત્તા તેમણે સમજાવવા માંડી; અને કહ્યું: "જે અંડકોષમાંથી બ્રહ્મદેવ ઉત્પન્ન

થયા તે કોષ અને વિજયગઢનો કિલ્લો, એ બન્ને સૌથી પહેલાં એકદમ ઉત્પન્ન થયાં હતાં. અને મનુમહારાજ પછી વિક્રમાદિત્યનો પૂર્વ પુરુષ આ કિલ્લાનો જ સ્વામી હતો, એમાં કશી જ શંકા નથી." વળી તેમણે જે બીજી વાતો કહી તેમાં શ્રીમહાદેવજીનું કિલ્લાને મળેલું અભય વરદાન, સહસ્રાર્જુનનું આ કિલ્લામાં પ્રાચીન કાલમાં કેદ થવું, ઈત્યાદિ વાતો પણ હતી.

સાયંકાલ થતાં સમાચાર આવ્યા કે, શત્રુસૈન્યથી કિલ્લાને લેશ માત્ર નુકશાન થઈ શક્યું નથી. કાકાજી હસતા હસતા રઘુપતિ તરફ જોઈ રહ્યા. શ્રીમહાદેવજીના અભય વરદાનની આ પ્રતીતિ હતી, એવો તેમનો આશય હતો. કાકાજી તો એટલે સુધી માનતા હતા કે, શંકર ભગવાનના પોઠીયા નંદીએ સાક્ષાત્ અહીં આવીને શત્રુની તોપોના ગોળાનો પ્રતિકાર કર્યો હોવો જોઈએ; કારણ કે, કૈલાસ પર્વત ઉપર ગણેશ અને કીર્તિકેયને રમવા માટે આ ગોળાઓની જરૂર હતી!

## ૨૨

આ કિલ્લો સુજાને કોઈ પણ રીતે હસ્તગત કરાવી આપવો, એમ રઘુપતિ ઇચ્છતો હતો. સુજા કિલ્લા પર ચઢાઈ કરવા તૈયાર છે, એવું જ્યારે તેણે સાંભળ્યું ત્યારથી જ તેણે આ મનસુબો ઘડી મૂક્યો હતો. મિત્રભાવે કિલ્લામાં પ્રવેશ કરીને કોઈક પણ પ્રકારે સુજાને તેના ઉપર આક્રમણ કરવામાં સહાય કરવા તે ઇચ્છતો હતો. પરંતુ બિચારા બ્રાહ્મણને લડાઈ સંબંધી અનુભવ ક્યાંથી હોઈ શકે? તેને સમજ પડી નહીં કે, શાહસુજાને કેવી રીતે સહાય કરવી?

બીજે દિવસે પુનઃ લડાઈ શરૂ થઈ. શત્રુસેનાએ સુરંગથી કિલ્લાનો કેટલોક ભાગ આકાશમાં ઉરાડી મૂક્યો. પણ કિલ્લા પરથી તોપોના ગોળા એક સરખા છૂટતા હોવાથી શત્રુઓનો કિલ્લામાં પ્રવેશ થઈ શક્યો નહિ. કિલ્લાનો જે ભાગ તૂટી ગયો હતો, તેનું તરત જ સમારકામ કરવામાં આવ્યું.

શત્રુને સહેજ પણ તક મળતી કે, તેના તરફથી કિલ્લા પર

અચૂક ગોળા વરસાવવામાં આવતા અને પરિણામે કિલ્લામાંના સૈન્યમાંથી બે – ચાર માણસો મરણ પામતાં.

"મહારાજ, બીવાનું કાંઈ જ કારણ નથી. આ કેવળ કુતૂહલ છે." એમ કહીને કાકાશ્રી રઘુપતિ સાથે કિલ્લાના બધા ભાગોમાં ફરવા લાગ્યા. શસ્ત્રાસ્ત્રો ક્યાં રાખવામાં આવ્યાં હતાં; ભંડાર ક્યાં હતો, કોઠાર કઈ જગ્યાએ હતો, કેદખાનું ક્યાં હતું, ગૌશાળા કયે સ્થળે આવેલી હતી, દરબાર ક્યાં ભરવામાં આવતો હતો, એ બધાં સ્થળ તેમણે રઘુપતિને બતાવ્યાં અને તે પછી તેનો અભિપ્રાય જાણવા તેઓ તેના મોં તરફ જોઈ રહ્યા.

"કાકાશ્રી" રઘુપતિ બોલ્યો: "અહીંની બધી વ્યવસ્થા ઘણી સરસ છે! ત્રિપુરાનો કિલ્લો વિજયગઢને તોલે ન આવી શકે! પણ ત્રિપુરામાં તો છૂપી રીતે નાસી જવાનો એક માર્ગ પણ છે. આ કિલ્લામાં એવો કોઈ માર્ગ મેં દીઠો નહિ!"

એના જવાબમાં કાંઈ પણ બોલવાની કાકાશ્રીની ઇચ્છા નહોતી તથાપિ તેમણે કહ્યું: "ના. ના. આ કિલ્લામાં એવો કોઈ પ્રબંધ નથી!"

રઘુપતિએ અત્યંત આશ્ચર્ય દાખવ્યું. તે બોલ્યો: "વાહ! આવડો મોટો કિલ્લો અને તેમાં એકકે ગુપ્ત માર્ગ નથી!"

કંઈક વિચાર કર્યા બાદ કાકાશ્રીએ કહ્યું: "નહિ હોય એમ તો કાંઈ કહેવાય નહિ. હશે; જરૂર હશે; પણ મને તેની ખબર નથી."

રઘુપતિ હસ્યો: "ત્યારે તો, 'નથી' એમ જ આપે કહેવું જોઈતું હતું. જ્યારે આપને તેની ખબર નથી ત્યારે તો બીજા કોઈને ન હોવી જોઈએ."

કાકાશ્રીએ બહુ વખત સુધી ગંભીરભાવ ધારણ કર્યો. વચ્ચે વચ્ચે

તેઓ 'હરે, રામ, હરે, રામ, " એમ ધીમેથી કહેતા રહ્યા. આખરે પોતાની દાઢીના વાળ પર હાથ ફેરવતાં ફેરવતાં તેમણે કહ્યું: " મહારાજ, આપ પૂજાવિધિમાં જ પ્રવૃત્ત રહો. આપને કહેવામાં કાંઈ હરકત હોય નહિ. કિલ્લાની અંદર પ્રવેશ કરવા માટે અને કિલ્લામાંથી બહાર જવા માટે, એમ બે ગુપ્ત માર્ગ આ કિલ્લામાં છે પરંતુ બહારના લોકોને એ બતાવવાની મનાઈ છે."

" હં...હશે " એટલું જ રઘુપતિ બોલ્યો. રઘુપતિને પોતાના પરસ્પરવિરોધી કથન સંબંધે સંદેહ ઉપજ્યો હોવો જોઈએ, એમ કાકાશ્રીને લાગ્યું. એકવાર એમણે સ્પષ્ટ 'ના' કહી હતી; પછી શકયાર્થમાં વાત કરી હતી અને પછી ગુપ્ત માર્ગ હોવાની 'હા' પાડી હતી. પરંતુ રઘુપતિનો સંદેહ દૂર કરી શકાય તેમ નહોતું. ગુપ્ત માર્ગ અન્ય કોઈને બતાવી શકાય નહિ, એ મુશ્કેલી હતી. ત્રિપુરાથી આવેલા આ આસામીના મનમાં વિજયગઢનો કિલ્લો ત્રિપુરા કરતાં ઓછી તુલનાનો ઠરશે,' એમ કાકાશ્રીને લાગ્યું. આ બાબત એમને અસહ્ય લાગી. તેમણે કહ્યું: " મહારાજ, તમારો ત્રિપુરાદેશ અહીંથી ઘણો દૂર છે, એ હું જાણું છું. તમે બ્રાહ્મણ છો, દેવદેવીઓનાં પૂજન એજ તમારૂ કર્તવ્ય છે, એ યે હું જાણું છું. તમારા તરફથી કોઈ ગુપ્ત વાત પ્રકટ થઈ જવાનો ભય નથી."

રઘુપતિએ ઉત્તર દીધો: " મને ગુપ્ત વાતો જાણવાની શી જરૂર ? જો આપને શંકા ઉપજતી હોય તો મને કહેશો નહિ. હું તો બ્રાહ્મણ ભાઈ રહ્યો ! મારે, વળી, કિલ્લાની વાતો જાણવાનું કામ પણ શું ? "

કાકાશ્રી દાંત વચ્ચે જીભ દાબીને થોડી વાર ચૂપ રહ્યા બાદ બોલ્યા: " અરે, રામ ! શંકા કેવી અને સંદેહ કેવો ! ચાલો, એક વાર તમને બતાવી જ દઉં."

આ બાજુ સુજાના લશ્કરમાં ધાંધલ મચી રહ્યું. જે અરણ્યમાં

સુજાના સૈન્યનો પડાવ હતો તે અરણ્યમાં સુલેમાન અને જયસિંહ પોતાનાં સૈન્ય સહિત જઈ પહોંચ્યા. તેઓએ સુજાને કેદ કરી લીધો. સુજાની સેના કે જે વિજયગઢ ઉપર ચઢાઈ કરવા તૈયારી કરતી હતી તેના ઉપર તેઓએ છૂપી રીતે છાપો માર્યો. સુજા કેદ પકડાયો હોવાથી તેનું સૈન્ય લડયું નહીં. પણ વીસેક તોપો પડતી મૂકીને એ સૈન્યને નાસી જવું પડયું!

વિજયગઢના કિલ્લામાં આનંદઉત્સવ થઈ રહ્યો. સુલેમાનનો દૂત આવતાં જ વિક્રમસિંહે કિલ્લાના દરવાજા ઉઘાડી નંખાવ્યા. અને પોતે જાતે બહાર આવ્યો. સુલેમાન અને જયસિંહની તેણે મુલાકાત લીધી. દિલ્હીપતિની સેના, તેના ઘોડા-હાથી ઈત્યાદિ વિજયગઢના કિલ્લામાં સમાયાં. જ્યાં ત્યાં દિલ્હીશ્વરની વિજયપતાકા ઉડવા લાગી. વિજયાનંદમાં વાદ્યંત્રો વાગ્યાં.

કાકાશ્રીના શુભ્ર વાળ વાળી દાઢીમાંથી સ્વચ્છ હાસ્ય પૂર્ણ રૂપે વિકસિત થઈ રહ્યું.

૨૩

કાકાશ્રીના આનંદ વિષે પૂછવું જ શું? આજ તો એમને માટે અત્યાનંદનો દિન હતો. દિલ્હીશ્વરના રાજપૂત સૈનિકો આજે વિજયગઢના મિજબાન બન્યા હતા. પરમપ્રતાપી તરીકે પોતાને ગણાવતો શાહસુજા આજ વિજયગઢમાં કેદી બન્યો હતો. કાકાશ્રીને સહસ્રાર્જુનની બંધનદશાનું સંસ્મરણ થઇ આવ્યું. એક દીર્ઘ ઉચ્છ્વાસ ભરીને કાકાશ્રીએ સુચેતસિંહ નામક એક રાજપુતને કહ્યું: "વિચાર તો કરી જો? હઝાર હાથમાં હઝાર હાથકડીઓ નાખતાં કેટલી બધી તકલીફ પડી હશે? કલિયુગનો ઉદય થવાથી હવે તો કેવળ નામનાં યુદ્ધ બાકી રહ્યાં છે! ત્રિભુવનમાં ફરો તોય હઝારો રજપૂતોમાંથી એક પણ રજપૂત એવો નહિ મળે, જેને બે કરતાં વધુ એકકે હાથ હોય! માનવીઓને જો ઇશ્વરે હજી પણ બે વધુ હાથ આપ્યા હોત તો કેવી ગમ્મત પડત?"

સુચેતસિંહ હસવા લાગ્યો. પોતાના બન્ને હાથ તરફ જોઇને તે બોલ્યો: "આ બે હાથ છે, તેજ બસ છે."

કાકાજીએ થોડીવાર વિચાર કર્યા પછી કહ્યું: "એ ખરૂં; પણ એ કાળમાં કામકાજ પણ પુષ્કળ હતું ને? વર્તમાન કાળમાં તો એટલું બધું કામ પણ રહ્યું નથી! કામ કમી એટલે હાથ પણ કમ હોય તો ચાલે. પણ વધારે હાથ હોત તો જરા ઠીક થાત. બીજા હાથથી કામ ચાલુ હોત તે દરમ્યાન વધારાના હાથથી મૂછોને વળ ચઢાવી શકાત!"

કાકાજી હમેશાં પોતાની મૂછોના બન્ને છેડા વાંકડા કરીને ઠેઠ બન્ને કાન સુધી લઈ જતા હતા. એમનો પહેરવેશ હમેશાં રૌનકદાર રહેતો. શિર પર પોતે એક સુંદર પાઘડી ધારણ કરતા. કંમરે મોટી સમશેર ધારણ કરતા. એમનો પોષાક વટદાર હતો. પગમાં જરીકામના ભરતવાળા જોડા તેઓ પહેરતા અને તે પણ પોપટના જેવી અણીદાર ચાંચ વાળા હતા. અને આજ એમની ચાલવાની ગતિ પણ એવી વિલક્ષણ હતી કે, જાણે વિજયગઢનું સર્વ મહત્વ તેમના એકલાનાં જ અંગે અંગમાં ઉછાળા મારી રહ્યું હોય! વિજયગઢના મહત્વની આજે લોકોને ખાત્રી થશે એ આનંદદાયક વિચારથી કાકાજીનું મન એટલું બધું ભરપૂર હતું કે, અન્ન પાણી માટે પણ તેમાં જગ્યા રહી ન હતી! કદાચ તેથી જ તેમને ખાવાપીવાની શુદ્ધિ રહી ન હતી!

સુચેતસિંહ સહિત કાકાજી આજે આખો દિવસ કિલ્લામાં અહીં તહીં ફર્યા. જે સ્થળે સુચેતસિંહ આશ્ચર્ય પ્રકટ કરતો ન હતો તે સ્થળે તેઓ પોતે 'વાહ્ વાહ્' કહેતા; અને રજપૂત વીરના જેવો ઉત્સાહ પોતાના અંગમાં સંચારિત છે, એવો દેખાવ કરતા. આ કિલ્લાના બાંધકામની મહત્તા પ્રસ્થાપિત કરવામાં એમને કાંઈક વિશેષ શ્રમ પડ્યો. કારણ કે જેમ કિલ્લો સ્થિર ઉભો હતો તેમ સુચેતસિંહ પણ સ્થિરભાવે ઉભો રહેલો હતો. તેના ચહેરા ઉપર કિલ્લા કરતાંયે કંઈક અધિક સ્થિરભાવ નિહાળીને કાકાશ્રીને લાગ્યું કે, કિલ્લાના

મહત્વની કાંઈ અસર તેના મનમાં થઈ નથી! અને આથી તો, તેઓ ચાલતાં ચાલતાં તેની મહત્તાનું સવિશેષ વર્ણન કરતા રહ્યા. તેઓ એકાદ ક્ષણ કિલ્લાની ઉપર જતા, એકાદ ક્ષણ નીચે જતા; કોઈક ક્ષણે જમણી બાજુએ, તો કોઈક ક્ષણે ડાબી બાજુએ જતા અને વારંવાર તેને પ્રશ્ન કરતા: "કહો, તમારો શો અભિપ્રાય છે?"

આટઆટલો પરિશ્રમ કરવા છતાં ય સુચેતસિંહના હૃદય રૂપ કિલ્લા ઉપર કાકાશ્રી કાંઈ જ અધિકાર પ્રાપ્ત કરી શક્યા નહિ. અંતે સાયંકાલે કંટાળીને સુચેતસિંહે અભિપ્રાય આપ્યો કે: "મેં ભરતપુરનો કિલ્લો જોયો છે. એના જેવો બીજો કોઈ કિલ્લો મને જોવા યોગ્ય લાગ્યો નથી!"

કાકાશ્રીને કોઈની સાથે વાદવિવાદ કરવાની ટેવ ન હતી. સુચેતસિંહના અભિપ્રાયથી તેઓ ખચીત ઉદાસ બની ગયા; પરંતુ તેમણે કહ્યું: "જરૂર, જરૂર, તમે કહો છો તે ખરૂં છે."

હવે એમણે કિલ્લા સંબંધી વધુ વાતચીત કરી નહિ. તેમણે વિક્રમસિંહના પૂર્વપુરુષ દુર્ગાસિંહની વાત કાઢી; અને કહ્યું: "દુર્ગાસિંહને ત્રણ કુમાર હતા. એમાં સૌથી મોટો ચિત્રસિંહ હતો. એની પ્રકૃતિ ભારે વિચિત્ર! પ્રતિદિન તે અર્ધો શેર ખજુર દૂધમાં ઘોળીને પીતો. એનું શરીર ખૂબ બલિષ્ટ હતું. તમે જે ભરતપુરના કિલ્લાની વાત કરો છો તે ઘણો મોટો હશે, તોપણ બ્રાહ્મવૈવર્ત પુરાણમાં એના સંબંધી કાંઈ ઉલ્લેખ જોવામાં આવતો નથી."

સુચેતસિંહે હસીને કહ્યું: "તેથી જ તેની મજબુતાઈમાં કાંઈ ફરક પડ્યો નથી ને?"

કાકાજી પણ હસીને બોલ્યા: "એ ખરૂં છે. પણ તમે એમ ન સમજશો કે, બીજા એવા કિલ્લા નથી. ત્રિપુરાનો કિલ્લો કાંઈ સાધારણ પંક્તિનો નથી. પણ તે કિલ્લોયે વિજયગઢની તુલનામાં—"

સુચેતસિંહે અધવચ્ચ પૂછયું: "ત્રિપુરા કઈ દિશામાં આવ્યું?"

"એ મોટો દેશ છે. ત્યાંનો રાજપુરોહિત અમારે ત્યાં અતિથિ તરીકે આવીને રહ્યો છે. તમે એના જ મુખથી ત્રિપુરાના કિલ્લાની વાતો સાંભળજો ને?" કાકાજીએ આમ કહીને એ પુરોહિતને શોધવા પ્રયત્ન કર્યો. બહુ જગ્યાએ તેમણે તેની તપાસ કરી; પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ! હવે કાકાશ્રીના ચિત્તને ચેન પડ્યું નહિ! મનોગત તે વિચારવા લાગ્યા: "આ ગામડીઆ રજપૂત કરતાં તો એ પુરોહિત મહારાજ કેવો ઉત્તમ હતો?" તેમણે સેંકડો વાર મનમાં ને મનમાં એ પુરોહિત મહારાજની પ્રશંસા કરી; અને વિજયગઢ સંબંધી એનું મંતવ્ય શું હતું એ વિષે પણ સુચેતસિંહને તેમણે કહ્યું.

# ૨૪

ફાકાશ્રીના હાથમાંથી છૂટવું એના જેવું બીજું કશું મુશ્કેલ કાર્ય સુચેતસિંહને લાગ્યું નહિ. બીજે દિવસે પ્રાતઃકાલમાં કેદી શાહસુજા સહિત સેનાને જવાનું નિર્માણ થયું હતું. પ્રવાસ માટે સૈનિકો તૈયારી કરવામાં રોકાયા. કેદખાનામાં શાહસુજા અત્યંત ઉદાસ સ્થિતિમાં બેઠો હતો. તે બડબડાટ કરતો હતો : " આ લોકો કેટલા બધા બેઅદબ છે ? મારો હુક્કો પણ મારા તંબૂમાંથી લાવવાની કાળજી એ લોકોએ રાખી નથી અને હજીયે લાવી આપતા નથી !"

વિજયગઢના પર્વત નીચે એક ગુફા હતી. એમાં એક પીપળાનું વૃક્ષ હતું. એને ઓથે છૂપાઈ રહીને એક બ્રાહ્મણે આખી રાત વીતાવી હતી. કિલ્લામાંથી બહાર નીકળવાનું જે ગુપ્ત દ્વાર હતું તે એજ દિશામાં આવેલું હતું. એ ગુપ્ત દ્વાર એક ભોંયરા જેવું હતું. તેની ઉપર એક પાષાણ મૂકવામાં આવેલો હતો. અંદરની બાજુએથી તેને સહેજ હડસેલો મારવામાં આવતાં એ પાષાણ ખસી જતો; પણ

ઉપરની બાજુએથી તેને દૂર કરવા કોઈ શક્તિમાન થઈ શકતું નહિ. કિલ્લા બહારથી એ માર્ગે કોઈ અંદર દાખલ થઈ શકતું નહિ.

કારાગૃહમાં સુજા પલંગ ઉપર સૂતેલો હતો. પલંગ સિવાય ત્યાં બીજું કશું સૂવા – બેસવાનું સાધન નહતું. એક દીપકનો મંદ મંદ પ્રકાશ કારાગૃહમાં સહેજ ઉજાસ નાંખી રહ્યો હતો. એકદમ એ કારાગૃહના ભોંયરાનું દ્વાર ખુલ્લું થયું. રઘુપતિ હળવે રહીને તેમાંથી ઉપરના ભાગમાં આવ્યો. તેનાં વસ્ત્ર ભીનાં થયેલાં હતાં. એમાંથી પાણી ટપકતું હતું, રઘુપતિએ નિદ્રિત શાહસુજાના શરીરે પોતાનો હાથ ધીમેથી અરકાડ્યો. સુજા ચોંકીને જાગૃત થયો. આંખો ચોળતો તે આમનેમ જોઈ રહ્યો. છેવટે કંટાળાભરેલા સ્વરે બોલ્યોઃ "કેવો ત્રાસ! આ લોકો મને રાતે પણ નિરાંતે ઉંઘવા દેતા નથી! તમારું લોકોનું વર્તન જ મને તો નવાઈ ઉપજાવી રહ્યું છે!"

રઘુપતિ નમ્રતાથી બોલ્યો : "શાહઝાદા સહાબ, ઉઠો; ચાલો. મને ઓળખ્યો? હું તમારા તંબૂમાં આવ્યો હતો તેજ બ્રાહ્મણ છું. હવે પછી ઓળખાણ ધ્યાનમાં રાખજો."

બીજે દિવસે દિલ્હીશ્વરની સેનાને ઉપડવાનો સમય થયો. સુજાને જાગૃત કરવા માટે જયસિંહ કેદખાનામાં ગયો પણ પલંગમાંથી હજી તે ઊઠ્યો નથી એમ જણાયું. પલંગ પાસે જઈને તેણે તેમાંનું ઓઢવાનું વસ્ત્ર દૂર કર્યું. અને શું જોયું? શાહસુજા નહતો!! તેનાં વસ્ત્રો ત્યાં પડેલાં હતાં; પણ તે પોતે નહોતો! કારાગૃહની જમીનમાંનું ભોંયરું ખુલ્લું હતું!

કેદી નાસી ગયો, એ વાત કિલ્લામાં તુરતજ પ્રસરી ગઈ. તેના શોધાર્થે ચારે દિશામાં ઘોડેસ્વારો દોડાવવામાં આવ્યા. રાજા વિક્રમસિંહનું મુખ શ્યામ થઈ ગયું. કેદી કેવી રીતે નાસી ગયો એ વિષે ચોકસાઈ કરવા માટે રાજાએ દરબાર ભર્યો.

કાકાશ્રીનો આનંદ અત્યારે કોણ જાણે ક્યાંયે ગુમ થઈ ગયો હતો! એકાદ પાગલની પેઠે તેઓ અહીં તહીં ફરતાં પૂછપરછ કરતા હતા કે: "બ્રાહ્મણ ક્યાં ગયો?" તેમણે કિલ્લામાં સર્વ સ્થળે તપાસ કરી જોઈ હતી પણ બ્રાહ્મણ તેમને મળ્યો નહતો।

પોતાની પાઘડી માથા પરથી કાઢીને ઘણી વખત કાકાજીએ કેશશૂન્ય મસ્તક પર હાથ ફેરવ્યા કર્યો હતો. તેઓ ખૂબ ગૂંચવણમાં હતા. સુચેતસિંહે તેમની પાસે આવીને પૂછ્યું: "કાકાજી, કેવી આશ્ચર્ય-જનક વાત! આ કામ કોઈ ભૂતપિશાચે કર્યું હોય એવું નથી લાગતું?"

કાકાશ્રીએ ઉદાસપણે ડોકું ધુણાવ્યું અને કહ્યું: "ના. સુચે-તસિંહ, આ કામ ભૂતપિશાચનું નથી. આ એક અત્યંત બુદ્ધિહીન વૃદ્ધનું અને એક વિશ્વાસઘાતી નીચનું કૃત્ય છે!"

સુચેતસિંહ વિસ્મિત બનીને બોલ્યો: "તમે તેને ઓળખતા લાગો છો! તો, શા માટે તેની ધરપકડ કરાવતા નથી?"

કાકાશ્રીએ કહ્યું: "પણ તેમાંનો એક તો નાસી ગયો છે! આથી જ બીજાને કેદ કરાવવા માટે હું રાજદરબારમાં જાઉં છું."

કાકાશ્રીએ પોતાની પાઘડી પહેરી લીધી, દરબારી પોષાક પણ પહેર્યો અને તેઓ રાજદરબારમાં ગયા.

દરબારમાં એ વખતે પહેરેગીરોને પ્રશ્નો કરવામાં આવતા હતા. કાકાશ્રીએ ત્યાં જતાં વેંત વિક્રમસિંહના સિંહાસન પાસે જઈ તેનાં ચરણમાં પોતાની તલવાર મૂકીને દીન વાણીમાં કહ્યું:

"મહારાજ, અપરાધી હું છું. સેવકોને આજ્ઞા કરો કે, મને કેદ કરે."

રાજાએ વિસ્મિત થઈને પૂછ્યું: "તમે આ શું કહો છો, કાકાજી!"

"એજ બ્રાહ્મણ. આ આખુંયે દુષ્કૃત્ય એ બંગાળી બ્રાહ્મણનું છે!"

રાજા જયસિંહે પૂછ્યું: "તમે કોણ છો?"

"હું વિજયગઢનો વૃદ્ધ 'કાકાજી' છું."

જયસિંહે પૂછ્યું: "તમારો અપરાધ શો છે?"

"મેં વિજયગઢની મૈત્રિનો ભંગ કર્યો: મેં વિશ્વાસઘાત કર્યો. મેં અતિશય મૂર્ખતાથી એ બંગાળી બ્રાહ્મણ ઉપર વિશ્વાસ મૂક્યો; અને ભોંયરાંની હકીકત તેને કહી! એના પરિણામે, કેદીને એ બ્રાહ્મણ નસાડી ગયો!"

વિક્રમસિંહને આ સાંભળીને બહુ દુઃખ થયું. તેણે કહ્યું: "ખડ્ગસિંહ!"

કાકાશ્રી ચોંક્યા! પોતાનું નામ ખડ્ગસિંહ છે, તે વાત ઘણા વખતથી તે વિસરી ગયા હતા!

વિક્રમસિંહે કહ્યું: "ખડ્ગસિંહ! તમે વયમાં આટલા બધા મોટા છો, તોપણ એક બાલક જેવા બની ગયા!"

કાકાશ્રી સ્તબ્ધપણે ઉભા રહ્યા. એમના હાથ થર્થર્ કંપતા હતા. કંપતા હાથથી તેમણે કપાળ પરનો પ્રસ્વેદ લુછ્યો અને મનમાં તેઓ બોલ્યા: "અદષ્ટ!"

વિક્રમસિંહે કહ્યું: "મારા કિલ્લામાંથી બાદશાહનો શત્રૂ નાસી ગયો, એટલે બાદશાહની નજરમાં હું જ અપરાધી ઠર્યો. તમે મારી આવી પરિસ્થિતિ કરી મૂકી!"

કાકાશ્રીએ નમ્રતાથી કહ્યું: “ નહિ, અપરાધી હું એકલો છું. મહારાજ અપરાધી છે, એમ બાદશાહ કદાપિ માનશે નહિ.”

વિક્રમસિંહે ક્રોધાન્વિત થઈને કહ્યું: “ તમે કહો તે શા કામનું? બાદશાહ વિષે તમે શું જાણો? તમે મારા માણસોમાંના એક જ છો ને? એનો અર્થ જ એ કે, એ કેદીને મારા હાથથી મેં છોડી મૂક્યો!”

કાકાજી નિરૂત્તર બની ગયા. પોતાનાં આંસુ તેઓ રોકી શક્યા નહિ!

વિક્રમસિંહે પૂછ્યું: “ તમને શી શિક્ષા કરૂં?”

“ મહારાજાની જે ઇચ્છા હોય તે.”

“ તમે વૃદ્ધ છો. તમને વધુ શિક્ષા શી કરૂં? વિજયગઢમાંથી હું તમને કાઢી મૂકું છું. એ સજા તમારા માટે પૂરતી છે.”

કાકાજીએ વિક્રમસિંહના પગ ઝાલીને ગદ્ ગદ્ કંઠે પ્રાર્થના કરવા માંડી: “ વિજયગઢમાંથી મને હદપાર ના કરશો. મહારાજ, હું વૃદ્ધ થઈ ગયો છું. મારી બુદ્ધિ સ્થિર રહી શકી નહિ. મને વિજયગઢની માટીમાં મેળવી દ્યો; ચાહે તો ફાંસીએ ચઢાવો; પણ મારા બુઢાપામાં ગીધડાં, કુતરાં કે રખડતાં પ્રાણીઓની માફક મને વિજયગઢમાંથી બહાર હાંકી કાઢશો નહિ, પ્રભો!”

રાજા જયસિંહે કહ્યું: “ મહારાજ, એમના વતી હું સિફારશ કરૂં છું. મારી ખાતર એમનો અપરાધ ક્ષમા કરો. હું અહીંની સર્વ હકીકત બાદશાહને કરીશ.”

કાકાશ્રીને ક્ષમા મળી. દરબારમાંથી બહાર નીકળતી વખતે તેઓ થરથર કંપતા જમીન પર પડી ગયા! એ દિવસ પછી તેઓ કદાપિ ઘર બહાર નીકળેલા દેખાયા નહિ! જાણે તેમના હાથ પગ અને કમ્મર તૂટી પડ્યાં હોય એવી તેમની સ્થિતિ થઈ ગઈ!

## ૨૫

બ્રહ્મપુત્રા નદીને કિનારે ગુજરપાડા નામે એક નાનું
ગામડું વસેલું હતું. ત્યાં પીતાંબરરાય નામે એક નાનોશો જમીનદાર
હતો. ગામની વસતિ બહુ નહોતી. પીતાંબરરાય પોતાને 'રાજા'
કહેવરાવતો. ગામવાસીઓ તેને 'રાજા' કહેતા.

ગામની અંદર જ ફક્ત નહીં પરંતુ તેની આસપાસ આવેલ
આંબાવાડીઆવાળા વનની અંદર પણ તેનો રાજમહિમા વિરાજ
માન હતો. તેનો યશ તે ગામના જંગલોમાં ઘૂમતો અને તેની
સીમાઓમાં વિલીન થતો. જગતના મોટા મોટા રાજા મહારાજાઓને
પ્રબલ પ્રતાપ એ નાનકડા છાયામય વિભાગમાં આવી શકતો નહતો.
નદી કિનારે ત્રિપુરાના રાજાનો એક મહેલ તીર્થસ્નાન કરવાના ઉદ્દેશથી
બાંધવામાં આવ્યો હતો પરંતુ ઘણા દિવસો થયા છતાં લોકોએ
રાજઘરના કોઇપણ માણસને ત્યાં તીર્થસ્નાન માટે આવેલો દીઠો
નહતો. ત્રિપુરાના રાજા સંબંધી લોકોમાં તરેહવાર વાતો પ્રચલિત
થઈ હતી.

એક દિવસ ભાદ્રપદ મહિનામાં ગામમાં ખબર પ્રસરી કે, ત્રિપુરાનો એક રાજકુમાર નદી કિનારે પોતાના પુરાણા મહેલમાં રહેવા માટે આવે છે. થોડાક દિવસ બાદ મોટાં મોટાં પાઘડાંવાળા લોકો તે મહેલમાં આવ્યા અને તેઓએ ભારે શોરબકોર કરી મૂક્યો. એ પછી એક સપ્તાહ વીતતાં ઘોડા પાયદળ વગેરે સહિત નક્ષત્રરાય ગુજર-પાડામાં આવી પહોંચ્યો. તેનો ઠાઠમાઠ જોઈને ગામના લોકો દિંગ બની ગયા. અત્યાર સુધી તેઓ પીતાંબરરાયને જ મહા ઐશ્વર્યશાળી ભૂપતિ સમજતા હતા. પણ હવે તેમનો ભ્રમ દૂર થયો. નક્ષત્રરાયને જોઈ ને બધા લોકો કહેવા લાગ્યા: “ખરેખર, રાજકુમાર તો આવો જ હોય!”

નક્ષત્રરાયને જોઈ ને તેની તેજસ્વિતા આગળ પીતાંબરરાય અને તેનો દીવાનખંડ ફિક્કાં પડ્યાં, તોપણ પીતાંબરરાયના આનંદની સીમા રહી નહિ. નક્ષત્રરાયને તેણે એટલો બધો મોટો રાજા માન્યો કે, પોતાની નાનીશી રાજમર્યાદા નક્ષત્રરાયનાં ચરણોમાં અર્પણ કરીને તે અત્યંત પ્રસન્ન થયો.

નક્ષત્રરાય હાથી પર બેસીને ફરવા નીકળતો ત્યારે પીતાંબરરાય પોતાની પ્રજાને કહેતો: “તમે કદી રાજા જોયા છે! જુઓ, આ રાજા!” પીતાંબરરાય નિત્ય ખાવાની નવી નવી વસ્તુઓ અને મેવા મિઠાઈ નક્ષત્રરાયને આપી આવતો. નક્ષત્રરાયનું સૌન્દર્યયુક્ત વદન જોતાં જ પીતાંબરરાયના હૃદયમાં પ્રેમ ઉભરાઈ આવતો. ગુજર-પાડાનો રાજા હવે નક્ષત્રરાય બની ગયો. પીતાંબરરાય પ્રજાશ્રેણીમાં ભળ્યો.

દિવસમાં ત્રણ વખત નૌબત વાગવા માંડી. ગામના રસ્તાઓમાં હાથીઘોડા ચાલવા લાગ્યા. રાજમહેલની દેવડી પર પહેરેગીરોના

હાથમાં નગ્ન તલવારો ચમકવા લાગી. ગામમાં મોટાં બજાર ભરાવા લાગ્યાં. પીતાંબરરાય અને તેની પ્રજા ખૂબ આનંદમાં રહેવા લાગ્યાં. નક્ષત્રરાય રાજા બન્યો એટલે પોતે ત્રિપુરામાંથી હદપાર થયેલો છે, એ વાત વિસરી ગયો. અહીં તેના શિર પર રાજત્વનો કંઈ જ ભાર નહતો પણ રાજકીય સુખ હતું. અહીં તે સર્વ પ્રકારે સ્વતંત્ર હતો. પોતાના દેશમાં એની આટલી બધી પ્રતિભા નહતી. અને એ સિવાય, એક મહત્વની બાબત એવી હતી કે, અહીં રઘુપતિની લેશ માત્ર છાયા નહતી! નક્ષત્રરાય આનંદ ઉલ્લાસથી ભોગવિલાસમાં નિમગ્ન બન્યો. ઢાકાથી નર્ત્તકગણને બોલાવવામાં આવ્યાં. નક્ષત્રરાયને પ્રથમથી જ ગાવાબજાવવા પ્રત્યે અને નાચ પ્રત્યે અરૂચિ નહોતી.

નક્ષત્રરાયે અહીં ત્રિપુરા રાજ્યનું બધું અનુકરણ કર્યું. નોકરોમાંથી કોઈને તેણે મંત્રી બનાવ્યો; અને કોઈને સેનાપતિ ઠરાવ્યો, પીતાંબરરાયને 'દીવાનજી' ના નામથી સંબોધન કરવાનું ઠરાવ્યું. કાયદાની સ્થાપના થઈ અને દરરોજ દરબાર ભરાવા લાગ્યો. નકુળે આવીને દરબારમાં ફરિયાદ કરી કે, માધુરીએ મને 'કુતરો' કહ્યો. આ બાબતમાં રીતસર વિચાર કરવામાં આવ્યા પછી માધુરીને અપરાધી ઠરાવવામાં આવી. નક્ષત્રરાયે ગંભીર ભાવ ધારણ કરીને આજ્ઞા કરી કે: "નકુળે પોતાના શરીરમાં જેટલું જોર હોય તેટલા જોરથી માધુરીનો કાન આમળવો!"

આ પ્રમાણે નક્ષત્રરાય ગુજરપાડામાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. કોઈ દિવસે જો દરબારમાં કાંઈ ફરિયાદ આવતી નહિ, તો, જુદા જુદા ખેલ કરાવવાની આજ્ઞા થતી. મંત્રી અને સભાસદો એકત્ર થઈને વિચાર કરતા કે, ખેલ કેવા પ્રકારનો કરવો? એ પ્રકાર સંબંધે અગાધ ચિંતામાં ડૂબી જવા છતાં પણ મંત્રીના વિચારોનો

અંત આવતો નહતો.

એક દિવસ રાજા પોતાની સાથે કેટલાક સિપાહીઓને લઈને પીતાંબરરાયના દેવીગૃહે ગયો. પાસે વહેતી નદીમાંથી તેણે કેટલાંક મત્સ્ય પકડાવ્યાં; બાગમાંથી નાળીએર તોડાવ્યાં અને શાકભાજી એકઠી કરાવી. એ બધું લઈને રાજાની સ્વારી વાજતે ગાજતે પોતાને રાજ-મહેલે પાછી ગઈ. ખેલનો આ પ્રકાર જોઈને પીતાંબરરાયનો સ્નેહ નક્ષત્રરાય ઉપર ખૂબ વધી ગયો.

એક દિવસ રાજમહેલમાં લગ્ન હતાં. નક્ષત્રરાય પાસે એક બિલ્લી હતી; અને મંડળદેવ પાસે એક ધોધર બિલાડો હતો. એ બેનાં લગ્ન રાજવાડામાં ઉજવવા ઠર્યું હતું. એને ૩૦૦ રૂપીઆ અને શેલું તથા પાઘડી આપવામાં આવનાર હતાં. લગ્ન સંધ્યાકાળે ગોરજ મુહૂર્તમાં થવાનાં હોવાથી પ્રાતઃકાલથી જ એની ધામધૂમ મચી રહી. કેટલાય દિવસથી રાજભવનમાં આ લગ્નની તૈયારીઓને અંગે કોઈને ક્ષણભરની યે ફુરસદ મળતી ન હતી અને આજ તો લગીરે ના મળી. સાયંકાલ થતાં તો રાજમાર્ગો પર રોશની કરવામાં આવી. ટકોરખાનાં વાગવા માંડ્યાં. મંડળદેવના બિલાડાને કિનખાબનાં વસ્ત્રોમાં શણગારીને ઘોડા પર બેસાડવામાં આવ્યો. એનું નામ નવરદેવ રાખવામાં આવ્યું હતું. વરઘોડાનાં વાદ્યંત્રોના સૂરની અંદર નવરદેવનો "મ્યાંવ! મ્યાંવ!" સૂર અગ્ર ભાગે તરી આવતો હતો. મંડળદેવના ઘરની એક કન્યા નવરદેવને ગળે હીરની દોરી બાંધીને તેની સંભાળ રાખતી હતી. વરરાજા મંડપમાં પધાર્યા. લગ્ન માટે જે પુરોહિતજી નક્કી કરેલા હતા, તેમનું અસલ નામ તો બીજું કંઈક હતું પણ નક્ષત્રરાયે તેમનું નામ પાડયું હતું રઘુપતિ! નક્ષત્રરાય રઘુપતિથી ખૂબ ડરતો. એટલે જ બનાવટી રઘુપતિ ઉભો કરીને તે ધીમે ધીમે તેની હાંસી કરતો હતો.

એને લાગતું હતું કે એથી અસલ રઘુપતિ પ્રત્યેનો ડર ઠીક કમી થતો જાય છે! પુરોહિતની હાંસી અનહદ થતી હતી પરંતુ તે મૂગો મૂગો સહન કરતો હતો. પરંતુ લગ્નમુહૂર્ત વેળાએ જ એક બનાવ એવો બન્યો કે પુરોહિતથી હાજર રહી શકાયું નહીં. દુર્દૈવે તેના બાળકને એકાએક ખૂબ તાવ આવ્યો. એટલે પુરોહિત ઘેર રોકાઈ ગયો. એને ગેરહાજર જોઈને નક્ષત્રરાયે પ્રશ્ન કર્યો: "રઘુપતિ ક્યાં છે?"

નોકરે કહ્યું: "એને ઘેર કોઈકની માંદગી છે."

નક્ષત્રરાય: "એને જલ્દી બોલાવી લાવો."

નોકર પુરોહિતને બોલાવવા ગયો. આ બાજુ માર્જાર વરકન્યાએ ખૂબ જોરથી પોતાનાં "મ્યાંવ! મ્યાંવ!" સંગીતના સૂર છેડી મૂક્યા! આથી નક્ષત્રરાયે વાદ્યંત્ર વગાડનારાઓને કોઈ મધૂર રાગ વગાડવા આજ્ઞા કરી. એ વાદ્યંત્ર ચાલુ હતાં તેવામાં નોકરે આવીને ખબર આપી: "રઘુપતિ આવ્યા છે!"

"એને અંદર લાવ." નક્ષત્રરાય બોલ્યો.

પણ જે રઘુપતિ આવ્યો તેને જોતાં જ નક્ષરાયનાં ગાત્ર ઠંડાં પડી ગયાં! એ તો અસલ રાજપુરોહિત રઘુપતિ હતો! વાદ્યંત્ર બંધ પડી ગયાં. એ સ્થળ નિઃશબ્દ બની ગયું. બિલાડાંના જ શબ્દ ફક્ત શ્રવણે પડવા લાગ્યા.

રઘુપતિનાં નેત્ર, પુષ્કળ દિવસથી ભૂખ્યા થયેલા કુતરાની પેઠે ચમકતાં હતાં. એના બન્ને પગને પુષ્કળ ધૂળ બાઝેલી હતી. કિનખાબ-ની કીંમતી ગાદી પર એ ધૂળખરડ્યા પગ મૂકીને રઘુપતિએ અધિકારયુક્ત વાણીમાં કહ્યું: "નક્ષત્રરાય!"

નક્ષત્રરાય એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહીં.

રઘુપતિએ કહ્યુંઃ "તમે રઘુપતિને બોલાવ્યો હતો? જુઓ, હું આવ્યો છું!"

બહુ ધીમા સ્વરે નક્ષત્રરાયે જવાબ દીધોઃ "વારુ."

રઘુપતિએ સહેજ દૂર જઈને કહ્યું: "અહીં આવો."

નક્ષત્રરાય પોતાની આસપાસ બેઠેલાંઓમાંથી ઉઠીને ઉભો થયો અને મૂગો મૂગો તેની તરફ ગયો. બિલાડાંના લગ્ન, વાદ્યંત્રના સૂર વગેરે બંધ રહ્યાં.

## ૨૬

રઘુપતિએ નક્ષત્રરાયને પૂછ્યું : " આ શી ગડબડ મચાવી છે ? "

નક્ષત્રરાયે માથું ખજવાળતાં કહ્યું : " નૃત્ય થતું હતું. "

તિરસ્કારથી રઘુપતિ બોલ્યો : " આ કેટલો બધો અધઃપાત છે ? "

નક્ષત્રરાય એકાદ અપરાધીની પેઠે ઉભો રહ્યો. રઘુપતિએ કહ્યું : " આવતી કાલે આપણે અહીંથી જવાનું છે. માટે તૈયારી કરો. "

" ક્યાં જવાનું છે ? "

" તે પછીથી કહીશ. હાલતુર્ત તો મારી સાથે આવવાની તમે તૈયારી કરો. "

" અહીં હું સારી સ્થિતિમાં છું. "

" શું આ સારી સ્થિતિ છે ? નક્ષત્રરાય, તમારૂં મગજ ઠેકાણે છે કે નહિ ? તમે કિયા કુળમાં ઉત્પન્ન થયા છો એનું તમને સ્મરણ છે કે ? તમે ત્રિપુરાના રાજા છો, એ વિસરી ગયા કે શું ! તમારી મતિ

ભ્રષ્ટ કેમ થઈ ગઈ? ખરૂં સિંહાસન છોડીને તમે અહીં બાળકબુદ્ધિથી રાજા બની બેઠા છો, એ બેશરમીપણું છે! અને એને તમે સારી સ્થિતિ કહો છો?"

રઘુપતિએ કટૂ વચન અને તીક્ષ્ણ કટાક્ષથી સિદ્ધ કરી આપ્યું કે, નક્ષત્રરાય સારી સ્થિતિમાં નથી. નક્ષત્રરાયે પણ રઘુપતિના મુખ પરની તેજસ્વિતાથી અંજાઈ જઈને એ વાત કબૂલ કરી. તે બોલ્યો: "સારી સ્થિતિ નહીં તો પછી જેવી હોય તેવી સ્થિતિ શી ખોટી છે? બીજું થાય શું? જ્યાં ઉપાય જ નહીં ત્યાં જે હોય તે જ બહેતર ગણાય."

"ઉપાય? ઉપાય અનેક છે. શું ઉપાયની ખોટ પડી છે? હું તમને કેટલાય ઉપાય તાબડતોબ બતાવી શકું તેમ છું. તમે મારી સાથે આવો."

"દીવાનજીને હું એ વિષે પૂછી આવું."

"નહીં. કોઈને પૂછવાની જરૂર નથી."

"અને મારા બધો સરસામાન?"

"તેની પણ કાંઈ જરૂર નથી!"

"નોકર વર્ગ?"

"નોકરવર્ગની કશી જ ગરજ નથી."

"મારી પાસે પૂરો પૈસોટકો નથી."

"મારી પાસે છે ને? હવે કશી જ ધડભાંગ કરશો નહીં. જાઓ, અત્યારે તો ઉંઘી જાઓ. આવતી કાલે સહવારે આપણે જઈશું." અને આમ કહીને નક્ષત્રરાયના ઉત્તરની રાહ જોયા વિના રઘુપતિ ચાલ્યો ગયો.

પ્રાતઃકાલમાં નક્ષત્રરાય જાગૃત થયો ત્યારે બંદીજન સુંદર રાગમાં મધુર ગીત ગાતા હતા.

નક્ષત્રરાયે બારી ઉઘાડીને જોયું તો, સૂર્યોદય થયો હતો. કોમલ આરક્ત સૂર્યકિરણોનો પ્રકાશ તેના ઉપર પડવા લાગ્યો. બ્રહ્મપુત્રા નદીનો પ્રવાહ ગામ પાસેથી તેનાં બન્ને તટ પર આવેલાં સંખ્યાતીત વૃક્ષોની વચ્ચમાંથી વહ્યો જતો હતો. શયનાગારની બારીમાંથી નદી તટ ઉપરનું એક ગૃહ દેખાતું હતું. એક સ્ત્રી તેનું આંગણું વાળીઝૂડીને સ્વચ્છ કરતી હતી. અને એક પુરુષ તેની સાથે લડવાડ કરીને હાથમાં એક લાકડી લઈને અને ખભે ખેસ નાંખીને બહાર નીકળી પડતો દેખાયો. પક્ષીઓ મધુર સ્વરે ગાઈ રહ્યાં હતાં. એક ઘટાદાર વૃક્ષની મધ્યમાં બેઠેલી કોયલ દેખાતી ન હતી પણ તેનો મીઠો ટહુકાર સંભળાતો હતો. નક્ષત્રરાયે આ બધું નિહાળીને આનંદ અનુભવ્યો નહીં. તેણે એક નિસાસો નાંખ્યો. એ જ વખતે રઘુપતિ ત્યાં આવ્યો. તેણે તેના ખભાને સ્પર્શ કર્યો.

નક્ષત્રરાયનાં રોમાંચ ઉભાં થઈ ગયાં. રઘુપતિ કોમલ સ્વરે બોલ્યોઃ "પ્રવાસની બધી તૈયારી પૂરી થઈ ગઈ છે. હવે ચાલો."

નક્ષત્રરાય હાથ જોડીને અધીરતાથી બોલ્યોઃ "પુરોહિતજી મહારાજ, મને ક્ષમા કરો. હું અહીંથી બીજે કયાંયે જવા ઇચ્છતો નથી. આ સ્થળે હું આનંદમાં છું."

રઘુપતિ કાંઈ જ ન બોલતાં અંગારા સમી દૃષ્ટિથી નક્ષત્રરાય તરફ એકી ટશે જોઈ રહ્યો. નક્ષત્રરાયે નીચું મોં કરીને પૂછયુંઃ "કઈ દિશામાં આપણે જવાના છીએ?"

"હું અત્યારથી તે કહી શકું તેમ નથી."

"મારા ભાઈ વિરૂદ્ધ હું કાંઈ પણ કૃત્ય કરવા તૈયાર નથી."

રઘુપતિએ રોષભેર પૂછયુંઃ "ભાઈએ તમારા ઉપર ઉપકાર શા શા કર્યા છે એ તો જરા કહો?"

બારીમાંથી બહાર જોતાં નક્ષત્રરાય બોલ્યો: "એ ચાહે તે હો; એમનો મારા ઉપર પ્રેમ છે, એ વિષે મને પૂરી ખાત્રી છે."

વિકટ હાસ્ય કરતાં રઘુપતિ બોલ્યો: "પ્રેમ! વાહવા! કેવો પ્રેમ! હું બધું સમજું છું. ધ્રુવને ઉત્તરાધિકારી બનાવવા માટે ભાઇએ તમારા પર અસત્ય આરોપ મૂકયો અને તમને હદપાર કર્યા! આહાહા! કેટલો બધો પ્રેમ! નક્ષત્રરાય! પ્રેમોન્મત્ત થઈનેજ તમારા ભાઈએ તમને પોતાના રાજ્યમાંથી હદપાર કર્યા છે! આવું નરમ માખણ જેવું કાળજું અને કોમળ મન ધરાવનાર ભાઇને તમારાથી દુ:ખ પણ કેમ ઉપજાવી શકાય! પણ નક્ષત્રરાય, હવે તમારા કોમળ મનના એ ભાઈ, શું તમને ત્રિપુરા રાજ્યની સીમામાં ફરીથી પગ મૂકવા દેશે? એ રાજ્યમાં શું તમે હવે સરળતાથી પુનઃ પ્રવેશ કરી શકો તેમ છો! મૂર્ખ!"

નક્ષત્રરાયે અધીરાઈથી જવાબ દીધો: "હું બધું શું નથી સમજતો? હું બધું યે સમજુ છું. પણ સમજ્યે વળવાનું શું હતું?"

"વાહ! શું કાંઈજ વળે તેમ નથી?"

"ના. એનો કાંઈ જ ઉપાય નથી."

"એના ઉપાયો જ થઇ રહ્યા છે. એટલા માટે તો હું આવ્યો છું. તમને યોગ્ય લાગતું હોય અને તમારી ઇચ્છા હોય તો મારી સાથે ચાલો અને નહીં તો આ જંગલમાં બેસી રહીને તમારા શુભચિન્તક બંધુનું નામસ્મરણ કર્યા કરો!"

રઘુપતિ, આમ કહીને, ખરેખર, જવા લાગ્યો. નક્ષત્રરાય તેની પાછળ દોડીને કહેવા લાગ્યો: "હું પણ આવું છું અને સાથે સાથે દીવાનજી પણ જો આવે તો તેમને લેવામાં કાંઈ હરકત છે?"

"ના. ના. મારા સિવાય બીજો કોઈ પણ તમારી સાથે ન હોવો જોઈએ."

અહીંથી જવા નક્ષત્રરાયના પગ ઉપડતા ન હતા. અહીંના વિનોદની બધી સામગ્રી છોડીને તેમ જ દીવાનજીનો ત્યાગ કરીને એકલા પુરોહિતજીની સાથે કોણ જાણે ક્યાંયે જવાનું હતું; એની એને ખબર ન હતી. પણ રઘુપતિ તેનો હાથ ઝાલીને તેને ઘસડી જતો હતો. નક્ષત્રરાયના મનમાં ભય ઉપજ્યો અને સાથે સાથે કુતૂહલ પણ ઉપજ્યું. "જોઉં તો ખરો, ક્યાં લઈ જાય છે?" એમ વિચારતો, કુતૂહલની વિલક્ષણતાથી તે તેની સાથે જવા લાગ્યો.

નાવડું ઉભું હતું. નદી કિનારે પહોંચીને નક્ષત્રરાયે જોયું તો પીતાંબરરાય ખભે શેલું નાંખીને સ્નાન કરવા આવ્યો હતો. નક્ષત્રરાયને જોઈને તેણે કહ્યું: "મહારાજાનો જય થાઓ! આવતી કાલે આપ જવાના છો, એવું મેં સાંભળ્યું છે એ ખરૂં છે કે? કોઈક દુષ્ટ બ્રાહ્મણે ગઈ કાલે મહારાજાના રંગમાં ભંગ પાડ્યો હતો; અમૃતમાં ઝેર ભેળવ્યું હતું. એ છે કોણ?"

નક્ષત્રરાય ચૂપ રહ્યો. રઘુપતિ સ્થિર ભાવે બોલ્યો: "તે દુષ્ટ બ્રાહ્મણ હું છું!"

પીતાંબરરાય દિગ્મૂઢ બની ગયો. હસતાં હસતાં તે બોલ્યો: "તમારે મોઢે તમારાં વખાણ થાય એ ઠીક નહિ! તેમ જ નિંદા કરવી એ પણ ઠીક નહિ! તમે મનમાં કાંઈ ઓછું લાવશો નહિ. પીઠ પાછળ કોઈ કાંઈ બોલે અને કોઈ કાંઈક! જે લોકો મને મોઢા પર 'રાજા' કહે છે તેઓ પીઠ પાછળ મને પીતાંબર કહે છે. પાછળથી કોઈ બોલે તે મોં પર નહીં બોલ્યા બરાબર જ ગણાય છે. હું પણ એમ જ સમજું છું. ખરૂં પૂછો તો, તમારૂં મોં આટલું બધું અપ્રસન્ન કેમ દેખાય છે એજ મને તો સમજાતું નથી. તમારૂં આવું મુખ કોઈ જુએ કે તરત જ તેના મનમાં તમારા માટે ખરાબ વિચાર આવ્યા વિના રહે જ નહિ!

કહો, મહારાજ નક્ષત્રરાય, આટલા વહેલા સહવારના પહોરમાં નદીએ કેમ પધાર્યા, વારુ ?"

નક્ષત્રરાયે કરૂણ સ્વરે જવાબ દીધો: "દીવાનજી, કારણ એજ છે કે, હું અત્યારે જ જવા નીકળ્યો છું."

"જાઓ છો? ક્યાં? મંગલદેવને ઘેર?"

"ના. મંગલદેવને ઘેર નહિ. બહુ જ દૂર!"

"બહુ જ દૂર? શા માટે? કાશીએ જાઓ છો?"

નક્ષત્રરાયે રઘુપતિ તરફ જોયું અને ખિન્નતાથી તેણે પોતાનું ડોકું હલાવ્યું.

રઘુપતિ બોલ્યો: "હવે અવકાશ રહ્યો નથી. જલદી ચાલો."

પીતાંબરરાય ઘણો જ ક્રોધ કરીને એ બ્રાહ્મણના મુખ તરફ જોઈ રહ્યો. પછી બોલ્યો: "બાવાજી, તમે છો કોણ? અમારા મહારાજા ઉપર અધિકાર ચલાવવાનો તમને શો હક્ક છે?"

નક્ષત્રરાય વ્યગ્ર બનીને પીતાંબરરાયને પોતાની નજીક ખેંચતાં ધીમેથી બોલ્યો: "એ મારા ગુરૂ છે."

પીતાબરરાયે કહ્યું: "ગુરૂ હોય તો આપણા દેવી મંદિરમાં એમને ઉતારો આપીએ. ઘી, દૂધ, ચોખા વગેરેની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા હું તેમને માટે કરી આપું. ત્યાં તેમનું ઉત્તમ સન્માન થશે. મહારાજાને એમની સાથે જવામાં શું કોઈ અગત્યનું કામ કરવાનું છે?"

રઘુપતિ બોલ્યો: "તમે સમય નિરર્થક ગુમાવો છો. હું તો જાઉં છું."

પીતાંબરરાય: "જાઓ જવું હોય તો? તમને રોકે છે કોણ? પુરોહિત મહારાજ, હવે ઢીલ ના કરો. આપ અત્યારે જ ઉપડી જાઓ. હું મહારાજાને રાજમહેલે લઈ જાઉં છું."

નક્ષત્રરાયે પુનઃ રઘુપતિ તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જોયા પછી કહ્યું: "નહિ, દીવાનજી, હું જઈશ."

પીતાંબરરાયઃ "હું પણ આપની સાથે આવું છું. નોકરોને પણ સાથે લઈએ. રાજાના દરજ્જા પ્રમાણે જ્યારે રાજા જાય ત્યારે તેમની સાથે દીવાનને શું ના લઈ જાય?"

નક્ષત્રરાય કેવળ રઘુપતિના મોઢા તરફ નિહાળી રહ્યો. રઘુપતિએ કહ્યું: "નહિ. અમારી સાથે કોઈની જરૂર નથી."

પીતાંબરરાય ઉદાસ બની ગયો. નક્ષત્રરાયનો હાથ ઝાલીને કાકલુદી કરતાં તે બોલ્યો: "જુઓ, મહારાજ, હું તમને "રાજા" કહીને બોલાવુ છું, તેમ છતાં પણ મારા હૃદયમાં તમારા પ્રત્યે પુત્ર કરતાં યે અધિક પ્રેમ છે. મને કંઈ જ સંતાન નથી, એ તમે જાણો છો. મારૂં સર્વ કાંઈ તમારૂં જ છે. તમે જશો તો હું કાંઈ જબરજસ્તીથી તમને રોકી શકીશ નહિ પણ તમને મારી એટલી જ વિનતિ છે કે, તમે જ્યાં જાઓ ત્યાંથી મારા મરણ પહેલાં એક વાર જરૂર અહીં પાછા આવી જજો. હું મારી સર્વ સંપત્તિ તમારા હાથમાં મૂકીશ. મારો એટલો જ એક મનોરથ છે!"

નક્ષત્રરાય અને રઘુપતિ નાવ પર ચડ્યા. નાવ દક્ષિણ દિશા તરફ હાંકવામાં આવી. પીતાંબરરાય સ્નાન કરવું વિસરી ગયો અને શેલું ખભે નાંખીને વ્યાકુલ ચિત્તે ઘર તરફ પાછો ગયો! ગુજરપાડા હવે એને શૂન્ય લાગ્યું! તેનો આનંદ જતો રહ્યો! તેનો ઉત્સવ પરિસમાપ્ત થયો! કેવળ પ્રકૃતિનો નિત્યોત્સવ જ કાયમ રહ્યો. ઉષઃકાલ થતાં પક્ષીઓ કિલબિલાટ કરી મૂકતાં; નદી કલકલનિનાદ કરતી વહેતી; વૃક્ષનાં પર્ણ ખખડાટ કરી મૂકતાં. પ્રકૃતિના એ ઉત્સવને વિશ્રાંતિ નહોતી!

૨૭

પ્રવાસ બહુ લાંબો હતો. માત્ર નદી જ નહિ પરંતુ વચ્ચમાં ગાઢ જંગલ પણ આવતાં અને નિર્જન તેમજ ભયંકર મેદાન પણ આવતાં. આથી કોઈ વાર નાવમાં તો કોઈ વાર પગે ચાલીને કે કોઈ વાર અશ્વ પર સ્વારી કરીને જવું પડતું. કદી તડકો, કદી વર્ષાકાલનો વરસાદ, કદી રાતે ઘોર અંધકારમાં, એવી રીતે વિવિધ તરેહથી મુસાફરી ચાલુ રાખવી પડતી. નક્ષત્રરાય રઘુપતિ સાથે એક સરખો પ્રવાસ કરતો હતો. કેટલાએ દેશ, કેટલાંએ વિચિત્ર દશ્ય અને કેવા યે વિચિત્ર પ્રકારના લોક જોવામાં આવતાં, પણ આ અનેક ચમત્કાર કાયમ જોવા મળતાં છતાં નક્ષત્રરાય પ્રસન્ન થતો ન હતો, તે પાર્શ્વછાયા પ્રમાણે મ્લાન બનીને સૂર્યપ્રકાશ સમાન રઘુપતિની પાછળ ચાલતો હતો!

દિવસે રઘુપતિ, રાતે રઘુપતિ, સ્વપ્નમાં રઘુપતિ અને સર્વત્ર રઘુપતિ જ નક્ષત્રરાયના જોવામાં આવતો! કોઈક જગ્યાએ કોઈક ઝાડ નીચે અન્ય પ્રવાસીઓ ઉતરેલા હતા; ક્યાંક ક્યાંક બાલકો ધૂળમાં

રમતાં હતાં; બજારોમાં સેંકડો વેપારીઓ લેવડ દેવડ કરતા હતા. કોઇક ગામમાં એકાદ જગ્યાએ બેસીને વૃદ્ધો ગંજીફાં ખેલતા હતા. નદીના ઘાટ પર સ્ત્રીઓ પાણી ભરતી હતી. નાવડાંમાં ખલાસીઓ ગીત લલકારતા હતા, પરંતુ આ બધામાં એક માત્ર રઘુપતિ જ નક્ષત્રરાયને દેખાતો! જગતનાં ચારે બાજુનાં કૌતુક, વિચિત્ર ઘટનાઓ અથવા અદ્દ્ભુત નાટારંગમાં પણ નક્ષત્રરાયનું અભાગ્ય તેને રસ ઉપજાવતું નહીં. કેવળ રઘુપતિ અને રઘુપતિ જ તેને જ્યાં ત્યાં ઉભેલો દેખાતો!! પોતે ક્યાં ઘસડાતો હતો તેની તેને સમજ પડતી ન હતી. જનસમાજ તેને નિર્જન લાગતો. લોકનાં રમ્ય નિવાસસ્થાન તેને મરૂભૂમિ સમાન ભાસતાં. નક્ષત્રરાય થાકીને પોતાની પાર્શ્વવર્તિની છાયાને પ્રશ્ન કરતો: "હજી કેટલે દૂર જવાનું છે?"

છાયા ઉત્તર દેતી: "દૂર – અતિ દૂર!"

"ક્યાં જવાનું છે?" તે પ્રશ્ન કરતો.

ઉત્તર મળતો નહિ! નક્ષત્રરાય નિશ્વાસ નાંખીને આગળ ચાલતો રહેતો! વૃક્ષોની શ્રેણિમાંથી પસાર થતાં પર્ણ–આચ્છાદિત સ્વચ્છ અને પ્રશાંત કોઈ કુટિર જોતાં નક્ષત્રરાયના મનમાં એવો વિચાર આવતો: "અહીં વસવાનું હોય તો કેવું ઠીક?" સાયંકાલે ગોવાળો પોતાના સ્કંધપર લાકડાના ભારા મૂકીને ગાયવાછરડાંને જંગલમાં ચરાવીને પાછા ફરતા ત્યારે નક્ષત્રરાયના મનમાં ઉર્મિ ઉઠતી કે, "મને પણ ગાયવાછરડાં સાથે જવાનું હોય તો કેવું ઠીક? હું એમની સાથે આ સંધ્યાકાળે એમને ત્યાં જાઉં અને મને વિશ્રાન્તિ મળે તો કેવી મઝા!" બપોરે સખ્ત તાપમાં ખેડુતો ખેતી કરતા નજરે પડતા ત્યારે તેમને જોઈને નક્ષત્રરાય મનમાં પ્રશ્ન કરતો: "અહા! કેવા આ લોક સુખી છે?" રસ્તામાં શ્રમથી નક્ષત્રરાય કાન્તિહીન, દુર્બલ અને શ્યામ બની ગયો. તે રઘુપતિને કહેવા લાગ્યો: "હવે હું બચીશ નહિ!"

રઘુપતિ કડક સ્વરે ઉત્તર દેતોઃ "હમણાં તમને મરવા પણ દે કોણ?"

નક્ષત્રરાયને લાગતું કે, રઘુપતિ જ્યાં સુધી જીવિત છે ત્યાં સુધી તે મને મરવા દેવાનો નથી!

એક બાઈ નક્ષત્રરાય તરફ જોઈને બોલી: "અહાહા! આ બિચારો કોનો પુત્ર હશે? આટલી નાનકડી વયમાં એને ઘર બહાર કોણે ગોકલ્યો હશે?" બાઈનું એ કથન સાંભળીને નક્ષત્રરાયનું મન વિકલિત બની ગયું. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, તેને મન થયું કે, એ બાઈને 'મા' કહીને બોલાવું અને હું તેની સાથે જાઉં!

જેમ જેમ રઘુપતિ તરફથી નક્ષત્રરાયને અધિક અને અધિક કષ્ટ પડતાં ગયાં તેમ તેમ તે રઘુપતિનો વધારે ને વધારે ઓશિયાળો બનતો ગયો. રઘુપતિની આંગળીના ઈશારે તેનાં સુખ અને દુઃખ અવલંબી રહ્યાં.

પ્રવાસમાં ધીમે ધીમે નદીના વિશાળ પટ ઓછા બનતા ગયા; કઠણ ભૂમિ આવવા લાગી. લાલ માટીવાળો જમીનનો ભાગ આવતો ગયો. ગાઢ જંગલ અને ઝાડીઓ કમી થતી ચાલી. લોકનાં મકાનો દેખાવા લાગ્યાં. નાળીએરીનાં વન છોડીને તેઓ તાડના ઝાડનાં વનમાં પ્રવેશ્યા; અને એ ક્રમે પ્રવાસ પૂરો થતાં, શાહસુજાની રાજધાની રાજમહાલ સમીપ તેઓ જઈ પહોંચ્યા.

## ૨૮

સુજા જેમ તેમ કરીને પોતાની રાજધાનીમાં પહોંચ્યો! પરાજય થયા પછી અને કેદખાનામાંથી છૂટયા પછી સુજા નવી ફોજ એકત્ર કરવા પ્રવૃત્તિ આદરી રહ્યો. પણ ખજાનામાં રૂપીઆની સિલ્લક ન હતી! એટલે તે લાચાર બન્યો! એ વખતે ઔરંગઝેબે દારાનો પરાજય કરીને દિલ્હીનું સિંહાસન મેળવ્યું! સુજાએ જ્યારે એ ખબર સાંભળી ત્યારે તેના ગભરાટનો પાર રહ્યો નહિ! લડાઈ કરીને સામનો કરી શકાય તેમ ન હોવાથી કપટ કર્યા સિવાય કાંઈ મળવાનું નથી એમ નક્કી કરીને સુજાએ ઔરંગઝેબ પાસે પોતાનો એક દૂત મોકલ્યો અને તેની સાથે પત્ર પાઠવ્યો કે: " નયનોના નૂર, આનંદના પૂર, પરમ સ્નેહી, પરમ પ્રિય બંધુ ઔરંગઝેબ, તમે સિંહાસન મેળવીને તમારો મનોરથ સફલ કર્યો તેથી સુજાના મૃત શરીરમાં જાણે પ્રાણનો પુનઃ સંચાર થયો! મારા માટે બંગાળાની સુબાગિરી પહેલાંની માફક જ રાખવા આપ નવા બાદશાહ તરીકે ફરમાવશો તો મને આનંદ થશે. "

દૂતનું યોગ્ય સન્માન કરીને ઔરંગઝેબે સુજાના કુશળ વર્તમાન પૂછ્યા; તેનાં બાળબચ્ચાં વિષે પણ પૂછપરછ કરી. બાદ તેણે કહ્યું: "જ્યારે ખુદ બાદશાહ શાહજહાને બંગાળાનું રાજકાજ સુજાને સોંપ્યું છે ત્યારે હવે તે માટે નવી પરવાનગી આપવાની કાંઈ જરૂર નથી."

આ પ્રમાણે સુજા કાયમ થયો તે અરસામાં રઘુપતિ સુજાના રાજદરબારમાં આવી પહોંચ્યો. સુજાએ અત્યંત કૃતજ્ઞતાપૂર્વક અને સન્માનપૂર્વક રઘુપતિને આવકાર આપ્યો. પોતાના ઉદ્ધારક તરીકે તેને ગણીને તેણે પોતાની નજીક બોલાવ્યો અને પૂછ્યું: "શી ખબર અંતર છે?"

રઘુપતિ: "હજુરની ખિદમતમાં એક અરજ કરવાની છે."

સુજાના મનમાં બોલ્યો: "હજી એને અરજ કરવાની બાકી રહી છે! કદાચ કલદાર માગવા આવ્યો હશે!"

રઘુપતિએ નમ્રપણે કહ્યું: "મારી એ જ પ્રાથના છે કે–"

સુજા અસ્વસ્થ બોલ્યો: "મહારાજ, તમારી આશા હું જરૂર પૂરી કરીશ. પણ થોડાક દિવસ થોભી જાઓ. અત્યારે ખજાનામાં રૂપીઆ સિલકમાં નથી."

રઘુપતિ: "જનાબેઆલી, હું તમારી પાસે સોનુ, રૂપુ, અથવા કંઈ માગવા આવ્યો નથી. કેવળ સરાણી પર તેજસ્વી કરેલું લોખંડ માગવા આવ્યો છું. મારી અરજ સાંભળીને આપ તે ઉપર વિચાર કરી જુઓ, એટલી જ મારી પ્રાર્થના છે."

"ઘણી મુશ્કેલી છે, પૂજારી મહારાજ, અત્યારે તો મને વિચાર કરવાની મુદ્દલે ફુરસદ નથી. તમે કવેળાએ આવ્યા છો."

"જનાબ શાહઝાદા, વેળા કવેળા સર્વને હોય છે. તમે બાદશાહ છો. હું દરિદ્રી બ્રાહ્મણ છું. કોઈ કોઈની સ્થિતિ લેવાનું કહેતું નથી. જે જ્યાં છે તે ત્યાં. પણ તમે તમારી વેળા માટે રાહ જોતા બેસો, તો પછી મારી વેળા શી રીતે હાથ આવવાની?"

સુજા નાઈલાજ બનીને બોલ્યો: "મોટી ભાંજગડ છે ને! તમારી આવી વાતો સાંભળવા બેસું તેના કરતાં તમારી ફરિયાદ વ ી બહેતર! વારુ, કહો, તમારે શું કહેવાનું છે?"

"ત્રિપુરાના રાજા ગોવિન્દમાણિક્યે પોતાના નાના ભાઈને વિના કારણ દેશવટો દીધો છે."

સુજા ક્રોધિત થઈને બોલ્યો: "મહારાજ, તમે બીજાની ફરિયાદ લાવીને નાહક મારી વેળા ગુમાવો છો ને? અત્યારે તો આ બાબતમાં વિચાર કરવાની મને લગીરે ફુરસદ નથી!"

"વાદી રાજધાનીમાં હાજર છે."

"તો તે જાતે હાજર થઈને રૂબરૂમાં ફરિયાદ કરે."

"એને ક્યારે હાજર કરું?"

બ્રાહ્મણ પીછો છોડતો નથી એમ સુજાને ખાત્રી થઇ. તેણે કહ્યું: "એક અઠવાડિઆ પછી."

"હજુરનો હુકમ થાય તો આવતી કાલે હાજર કરૂં."

સુજા ત્રાસીને બોલ્યો: "વારૂ, કાલે લાવજો."

સુજાને એક દિવસ ત્રાસ થનો અટકયો. રઘુપતિ તેની પાસેથી વિદાય થયો.

નક્ષત્રરાયે પૂછ્યું: "શાહજાદાને મળવા જવાનું છે, તો, નજરાણું શું લઈ જઈશું?"

રઘુપતિએ કહ્યુંઃ "તેની ચિંતા તમારે કરવાની જરૂર નથી."

રઘુપતિએ નક્ષત્રરાય આગળ દોઢ લાખ રૂપીઆનો ઢગલો કર્યો!

બીજે દિવસે નક્ષત્રરાયને સાથે લઈને રઘુપતિ સુજાના દરબારમાં પહોંચ્યો. દોઢ લાખ રૂપીઆનું નજરાણું જ્યારે સુજાએ દીઠું ત્યારે આગલ્યા દિવસની પેઠે એનો ચહેરો ઉદાસ જણાયો નહિ! બહુ જ શાંતિથી અને વિવેકભેર તેણે નક્ષત્રરાયને કહ્યુંઃ "હવે કહો, તમારે શું કહેવાનું છે?"

રઘુપતિએ કહ્યુંઃ "ગોવિન્દમાણિક્યને પદભ્રષ્ટ કરવો અને નક્ષત્રરાયને રાજસિંહાસને બેસાડવો."

પોતાના ભાઈનું સિંહાસન લેવાની જે વખતે સુજાના મનમાં તાલાવેલી લાગેલી હતી તે જ વખતે, પોતાના જેવી જ એક સૂચના આ બ્રાહ્મણે કરી. સુજાને લાગ્યું કે, આ બ્રાહ્મણની પ્રાર્થના અગત્યની છે અને તદ્દન કાયદેસર છે. સિવાય, એક બીજુ પણ કારણ હતું. જો અત્યારે તે 'ના' પાડે તો ફરીથી એ બ્રાહ્મણ હુજ્જત કર્યા કરે! અને સુજાને એ હુજ્જતનો ભય હતો! વળી, દોઢ લાખ રૂપીઆનું નજરાણું ચરણમાં આવી પડ્યું હતું! એનો ઈન્કાર કરવો, એ ઠીક નહિ! આ બધાં કારણોનો વિચાર કરીને તે બોલ્યોઃ "વારુ; ગોવિન્દ માણિક્યને રાજ્યપદેથી દૂર કરવાનો અને નક્ષત્રરાયને રાજ્ય આપવાનો પરવાનો તમને આપવામાં આવશે. જોઈએ તો, હમણાં જ તે પરવાનો લઈ જાઓ."

"થોડીક શાહી ફોજ લઈ જવાની પણ પરવાનગી મળવી જોઈએ."

"ના. ના. એમ તો ન જ બની શકે. હું અત્યારે લડાઈની ભાંજગડમાં પડવા માગતો નથી!"

"લડાઈના ખર્ચ માટે હું રોકડા છત્રીસ હઝાર રૂપીઆ આપું છું. વળી નક્ષત્રરાય ત્રિપુરાનો રાજા થશે તે પછી તેના રાજ્યમાંથી પણ આપને થોડોક મુલ્ક આપશે."

આ સૂચના સુજાને ગમી. તેના વજીરનો અભિપ્રાય પણ મળી ગયો. રઘુપતિને સંમતિ મળી. મોગલ લશ્કર સહિત રઘુપતિ અને નક્ષત્રરાય ત્રિપુરા ઉપર આક્રમણ કરવા ઉપડ્યા.

૨૯

ધ્રુવ એ વખતે ચાર વર્ષનો થયો હતો. હવે તે બહુ શબ્દો બોલી શકતો હતો. તે માનતો હતો કે, પોતે હવે મોટો થયો હતો. તે ઉતાવળથી અને ખૂબ જોરથી બોલતો. બધી વખત ને બધી વાતો તે સ્પષ્ટ બોલતો નહનો પણ તેનું કાલુંઘેલું સંભાષણ રાજાને ઘણું ગમતું હતું. રાજા કોઇવાર અપ્રિયતાનાં લક્ષણ પ્રકટ કરતા ત્યારે ધ્રુવ કહેતોઃ "ઓરડામાં કોઠીમાં પૂરી દઈશ !" ધ્રુવને જે પસંદ ન હોય તે રાજાને પણ પસંદ પડતું નહિ.

એ દરમ્યાન ધ્રુવ એક પાડોશીની છોકરી સાથે રમવા લાગ્યો છોકરી ધ્રુવ કરતાં છ–સાત મહિના નાની હતી. તેમની દોસ્તી દશ મિનિટમાંજ ખૂબ ગાઢ બની ગઈ હતી! એ પ્રસંગ આમ બન્યો હનો. ધ્રુવના હાથમાં એક મોટું પતાસું હતું. સ્નેહથી ધ્રુવે તેનો એક ટૂકડો પોતાના બન્ને હાથથી તે છોકરીના મોંમાં મૂકી દીધો અને કહ્યું: "ખાઈ જા." તે છોકરી ખાઈ ગઈ અને પછી બોલી: "હજી આપ." હવે ધ્રુવ અધીર બન્યો. મિત્રભાવે તેણે એક ટૂકડો

આપ્યો પણ હજીયે બીજો આપવાનું સાહસ કરવું એ તેને ન્યાયયુક્ત લાગ્યું નહિ. ધ્રુવે પોતાની સ્વાભાવિક ગંભીરતાથી અને ચતુરાઈથી ડોકું હલાવીને અને આંખો મોટી કરીને કહ્યું: "હવે વધારે ખાઈશ નહિ. બહુ ખાઈએ તો પેટમાં દુખે અને બાપાજી મારે!"

ધ્રુવે આમ કહીને ઝટઝટ બાકીનું બધું પતાસું પોતાના મોંમાં મૂકી દીધું. એ જોઈને એ છોકરી નિરાશ થઈ ગઈ અને તે રોવા માંડશે, એવાં સ્પષ્ટ ચિહ્ન જણાયાં. કોઈ રૂદન કરે એ ધ્રુવને ગમતું નહોતું. તેણે તરતજ ધીમા અને આશ્વાસનયુક્ત સ્વરે કહ્યું: "કાલે આપીશ, હોં ?"

રાજા આવીને જ્યારે ધ્રુવની નવી સ્નેહિની તરફ જોઈ રહેતા ત્યારે ધ્રુવ કહેતોઃ "એને કાંઈ કહેશો નહિ. એ રડી પડશે. એને મારશો નહિ, હોં કે!" રાજાને તે છોકરી પર જરીકે અપ્રસન્નતા નહોતી; પણ ધ્રુવને આવી ચેતવણી આપવાની જરૂર લાગી.

વડીલ લોકો જેમ શાન્ત ભાવ ધારણ કરીને ધ્રુવને ઉપદેશ દેતા અને ખરાબ કામથી દૂર રહેવા માટે ચેતવણી આપતા તેમ, ધ્રુવ પણ લોકોના કલ્યાણ માટે ઉપદેશ દેતો અને ચેતવણીઓ આપતો. એને પોતાનું એ કર્તવ્ય લાગતું. રાજાએ તે છોકરીને માર માર્યો નહિ તેથી પોતાનો ઉપદેશ સફલ થયો, એમ ધ્રુવને લાગ્યું.

એ પછી ધ્રુવે બીજા ભાવો ધારણ કરવા માંડ્યા. તે છોકરીને ધીરજ આપતાં તે કહેતો, 'બીવાનું કાંઈ કારણ નથી," એવું કહેતી વખતે તેના મોં ઉપર ભારે ગંભીર ભાવ દેખાતો. ધ્રુવ તેને આમ કહેતો હતો પણ વાસ્તવિક રીતે તેની કાંઈ જરુરીઆત નહોતી; કારણકે, તે છોકરી તો નિર્ભય બનીને રાજા પાસે ગઈ અને કુતુહલથી તેમના હાથમાંના સોનાનાં કડાં આમતેમ ફેરવવા લાગી!

ધ્રુવને લાગ્યું કે, મારા પ્રયત્નથી અને પરિશ્રમથી આ પ્રમાણે શાંતિ અને પ્રેમની સ્થાપના થઈ શકી છે! તેણે રાજાના મુખ સમીપ પોતાનું ગુલાબસમું પ્રફુલ્લ અને કોમળ વદન ધર્યું. રાજાએ તેને યોગ્ય બક્ષિસ આપી–પ્રેમભેર ચૂમી કરી. એટલે ધ્રવે પોતાની સંગિનીનું મુખ બતાવીને રાજાને કહ્યું: "આને કેમ નહિ?" ધ્રુવની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની રાજાની હિંમત ચાલી નહિ. એ વખતે તે છોકરી જાણે લાંબાકાળનો પરિચય હોય તેમ લગીરે સંકોચ વિના રાજાના ખોળામાં જઇને બેઠી. અત્યાર સુધી તો ધ્રુવના મનમાં કોઈ જાતની અસ્થિરતા અથવા તો ખિન્નતાનો ભાવ પ્રકટ થયો ન હતો; પણ હવે તેને લાગ્યું કે, 'મારા સિંહાસન પર અન્ય ચઢી બેસે છે એ ઠીક નહિ!' એના વિરાટ પ્રેમમાં ચચંલતા ભળી. રાજાના અંકમાં કેવળ પોતાનું એકલાનું જ આધિપત્ય હોય, એ ઇચ્છા એના મનમાં અતિશય બલવત્તર બની ઉઠી, તેનું વદન લાલઘૂમ બની ગયું. અને છેવટે તે છોકરીને માર મારવામાં પણ તેણે અનુચિતતા જોઈ નહિ!

વની આ વ્યગ્રતા જોઈને રાજાએ ધ્રુવને પણ પોતાના અંક પર બીજી બાજુએ બેસાડયો. પણ ધ્રુવની તકરાર, એ છતાંયે, દૂર થઈ નહિ! રાજાના ખોળામાં તો પોતે એકલો જ હોય, એવી હઠ તે કરવા લાગ્યો. એટલામાં બિલ્હન ઠાકુર આવી પહોંચ્યા.

બિલ્હન ઠાકુર નવા રાજપુરોહિત હતા. રાજાએ બન્ને બાલકોને અંકમાંથી નીચે ઉતાર્યાં અને ઠાકુરને પ્રણામ કર્યા. તેમણે ધ્રુવને પણ કહ્યું કે: "ઠાકુરજીને પ્રણામ કર." પણ ધ્રુવને રાજાની આજ્ઞા માન્ય નહતી! પોતાના મોંમાં આંગળી ઘાલીને નાખુશીના ભાવ દાખવતો તે ઉભો જ રહ્યો. બાલકીને રાજાએ કહ્યું નહતું તોપણ બાલકીએ પુરોહિત મહારાજને પ્રણામ કર્યા.

બિલ્હન ઠાકુરે ધ્રુવને પોતાના બન્ને હાથે ઉચકયો અને કેડમાં

બેસાડતાં પૂછ્યું : “ આ તારી સાથીદારણુ કોણ છે ? ”

કંઈક વાર સુધી વિચાર કર્યા પછી ધ્રુવ બોલ્યો : “ હું તકતક પલ બેછી છ. ” તે ઘોડાને ‘ ટક્ટક ’ કહેતો હતો. હજુયે તે ‘ ર ’ ને ઠેકાણે ‘ લ ’ અને ‘ ટ ’ ને બદલે ‘ ત ’ બોલતો હતો.

પુરોહિતે કહ્યું : “ વાહ્ ! મારો સવાલ શો હતો અને તેં જવાબ શો દીધો ? ”

ધ્રુવની નજર તે છોકરી પર એકાએક પડી. એના સંબંધમાં ટૂંકમાં એણે પોતાનો મનોભાવ પ્રકટ કર્યો : “ એ બહુ ખલાબ છે. હું એને માલી છ. ” ધ્રુવ એટલું કહીને જ થંભ્યો નહિ, પણ તેણે પોતાનો હાથ તે છોકરી તરફ ઉગામ્યો.

મહારાજા બોલ્યા : “ ધ્રુવ, આવું થાય કે ? એમ કરીશ નહિ. ”

એકાદ દીપક ફૂંક મારવાથી બુઝાઈ જાય તે પ્રમાણે ધ્રુવનું મુખ શ્યામ પડી ગયું. પહેલાં તો, તે આંખમાંનાં આંસુ રોકવા માટે આંખો ચોળવા લાગ્યો. પણ આખરે એના નાનકડા કોમળ હૃદયથી તેમાંના ભાવ રોકી શકાયા નહિ. તે રૂદન કરવા લાગ્યો. બિલ્હન ઠાકુર તેને સમજાવવા લાગ્યા, તેમણે એકવાર તેને વધારે ઉંચો કર્યો. પછી જમીન પર બેસાડ્યો અને એમ વારંવાર કરતાં કરતાં તેણે કહ્યું : “ સાંભળ, હું તને એક શ્લોક કહી બતાવું. બરાબર સાંભળજે, હોં કે ? ”

“ કલહ કટ કટાંગ કાઠ કાઠિન્ય કાટયમ્<br>કટન કિટન કીટં કુટમલં ખટ્ટમટ્ટમ્ ”

ઠાકુરે એનો અર્થ કરી બતાવ્યો : “ જે છોકરાં ખુબ રડે તેમને ‘કલહ કટ કટાંગ’ એટલે કે અંધારા ઓરડામાં પૂરવાં અને પછી કટન કીટન કીટં એટલે લાકડી લઈ ને કુટમલં ખટ્ટમટ્ટમ્ એટલે કે ખૂબ

ખંખેરવાં! કેમ, કેવો શ્લોક કહ્યો?" અને પુરોહિતે છેલ્લું ચરણ "કુટમલં ખટ્ટમટ્ટમ્" કંઈક વાર સુધી બોલ્યા કર્યું. હવે ધ્રુવ રોતો બંધ થઈ ગયો. તે આશ્ચર્યચકિત થઈને ઠાકુર તરફ જોઈ રહ્યો. તેને પ્રસન્ન કરવા માટે પુરોહિતના પ્રયત્ન ચાલુ જ હતા. આખરે તે સફલ નીવડ્યા. ખુશી થતો થતો ધ્રુવ બોલ્યો: "ફરીથી કહો." અને "કલહ કટ કટાંગ" 'કુટમલં ખટ્ટમટ્ટમ્' એ વિચિત્ર શબ્દ-મેળનો રમુજભરેલો શ્લોક વારંવાર કહીને પુરોહિતે આનંદ ઉપજાવ્યો. હવે ધ્રુવના હાસ્યનો ધોધ વહી રહ્યો! "હજી કહો." "ફરીથી કહો" એવું તે કહેતો જ રહ્યો. રાજાએ ધ્રુવના આંસુ-ભીના ગાલ અને હસતા મોંને વારંવાર ચૂમી ભરી. આ વખતે રાજા, રાજપુરોહિત અને એ બાળકો ગંમત ભરેલી રમતમાં તલ્લીન થઈ ગયાં.

બિલ્હન ઠાકુરે રાજાને કહ્યું: "મહારાજ, આ લોકો સાથે રહીને આપનો ઘણો સમય આપ આનંદમાં વ્યતીત કરો છો. તીક્ષ્ણ બુદ્ધિના લોકોની સાથે રહેવાથી બુદ્ધિનો લોપ થાય છે. ખંજરને સરાણી પર વારંવાર ઘસવાથી તે પાતળું બની જાય છે અને છેવટે તેનું ફ્ડ જતું રહે છે. ફક્ત તેની મૂઠ કાયમ રહે છે."

મહારાજા: "મારા સમજવા પ્રમાણે સૂક્ષ્મ બુદ્ધિનાં કાંઈ પણ લક્ષણ મારામાં દેખાતાં નથી!"

"ના. ના. સૂક્ષ્મ બુદ્ધિનું લક્ષણ જ એ છે કે, તે સુગમ પદાર્થને કઠણ રૂપે જુએ. જગત્માં બુદ્ધિમાન લોક બહુ ન હોત તો કેટલાંયે કામો જગતમાં સરળતાથી પાર ઉતર્યાં હોત. જેટલા વિચાર વધારે ને વધારે વધે, તેટલી જ વિશેષ ને વિશેષ અડચણો દરેક કાર્યની વચ્ચે આવે! માણસો વધારે બુદ્ધિવાળા બનીને કરશે શું, એ જ મને તો સમજાતું નથી!"

મહારાજાએ કહ્યું: "પાંચ આંગળી વડે દુનિયાનું કામ ઠીક ચાલે છે. દુર્ભાગ્યવશ જો સાત આંગળીની ઇચ્છા કરીએ તો કામનો બોજો વધવાનો જ!"

મહારાજાએ ધ્રુવને હાંક મારીને બોલાવ્યો. ધ્રુવ પોતાની દોસ્ત-દારણુ સાથે રમતો હતો. રાજાનો સ્વર સાંભળીને રમત પડતી મૂકીને તે રાજા પાસે આવ્યો. રાજાએ કહ્યું: "ધ્રુવ, મેં તને જે નવું ગીત શીખવ્યું છે, તે ઠાકુરજીને ગાઈ સંભળાવ." ધ્રુવ પુરોહિતજી તરફ થોડીવાર સુધી જોઈ રહ્યો. રાજાએ ધ્રુવને લાલચ આપી: "હું તને ટકટક પર બેસાડીશ." હવે ધ્રુવે પોતાની કાલીઘેલી વાણીમાં ગીત આરંભ્યું.

એ ગીતનો ભાવાર્થ આ પ્રમાણે હતો:– "સુભાગ્યે તને આ નર દેહ મળ્યો છે. મૂઢ મતિથી તું કેમ ભૂલ કરે છે? આયૂષ્ય વીતી જાય છે. માતા માટે તે શું કર્યું? તું ભૂલ કરીશ નહીં. કાલ વ્યાલ તને ઘેરી લેશે."

ધ્રુવની કાલીઘેલી અસ્પષ્ટ વાણીમાં પણ ગવાયેલા એ ગીતથી પુરોહિતના હૃદય પર અસર થઈ. તેણે કહ્યું: "હું તને આશીર્વાદ આપું છું કે, તું દીર્ઘાયૂ થા." અને ફરીથી તેને ઉચકીને ખોળામાં બેસાડતાં તેણે નમ્રતાથી અને આર્જવ વાણીમાં કહ્યું: "વત્સ, એકવાર ફરીથી ગા." ધ્રુવે મોં ફેરવી લીધું અને 'ના' પાડી. પુરોહિતે આંખો મીચકારતાં અને ચોળતાં ગદ્‌ગદ્ કંઠે કહ્યુ: "તો પછી હું રડીશ!"

ધ્રુવ વિહ્વલ બની ગયો. તે બોલ્યો: "કાલે ગાઈશ છ. લલ નહિ. હવે ઘેર જા. બાપાજી માલ છે."

બિલ્હન ઠાકુરે હસતાં હસતાં કહ્યું: "એની વાણી કેટલી બધી મધુર લાગે છે!"

રાજાની આજ્ઞા લઈને પુરોહિત વિદાય થયો.

માર્ગમાં બે માણસો વાતો કરતા હતા. એક જણ બીજાને કહેતો

હતો: "ત્રણ દિવસ સુધી તેને ઘેર જઈ ને મેં તેને ધમકાવ્યો પણ ફુટી બદામ પણ તેણે આપી હોય તો સોગંદ છે! હવે તો એ બચ્ચાજી આ રસ્તે થઈ ને પસાર થતા હશે ને ત્યારે એનું માથું ભાંગી નાંખ્યા વિના હું રહીશ નહિ! જોઉં તો ખરો કે, પછી એ શું કરે છે?"

પાછળથી બિલ્હન ઠાકુરે કહ્યું: "બાબુ, માથું ભાંગવાથી શું વળશે? માથામાં કાંઈ પૈસા ભરેલા હોતા નથી! કેવળ દુર્બુદ્ધિ ભરેલી હોય છે! પણ પૈસા જ મેળવવા હોય તો તેનું માથું ભાંગી નાંખવા કરતાં પોતાનું જ માથું ફોડવું વધારે ઠીક! કારણ કે, તેથી એને કાંઈક લજ્જા ઉપજશે!"

બિલ્હન ઠાકુરનું કહેવું સાંભળીને તે બન્નેએ તેમને પ્રણામ કર્યા. ઠાકુરે કહ્યું: "તમને મારૂં કથન રૂચ્યું જણાતું નથી."

બન્નેએ કહ્યું: "મહારાજ, તમે ખરૂં કહ્યું છે. અમે ફરીથી માથાં ભાંગવાની વાતો કરીશું નહિ."

ઠાકુર આગળ ચાલ્યા. એક જગ્યાએ કેટલાંક બાલકો તેમને ઘેરી વળ્યાં. પુરોહિતે તેમને કહ્યું: "આજે ત્રીજે પહોર થાય એટલે મારે ત્યાં આવજો. હું તમને કથાકહાણી કહી સંભળાવીશ, હોં કે?" છોકરાં ખુશી થઈ ગયાં: "વારૂ, મહારાજ, વારૂ, મહારાજ" એમ બોલતાં તે જતાં રહ્યાં.

બિલ્હન ઠાકુર નાનકડાં બાલકોને એકઠાં કરીને રામાયણ અને મહાભારતની કથાઓ કહેતા. બાલકો સમજે એવી ભાષામાં તેઓ બોલતા. વચ્ચે વચ્ચે બાલકો જ્યારે કંટાળીને તોફાને ચઢતાં ત્યારે તેઓ તેમને બાગમાં રમવા જવા માટે પરવાનગી આપતા. બાગમાં નાનાં મોટાં ફળલચ્યાં વૃક્ષો હતાં. બાલકો બૂમાબૂમ કરી મૂકીને વાનરની પેઠે ઝાડ પર ચઢતાં અને ફળ તોડીને ખાઈ જતાં. બિલ્હન ઠાકુર તે જોઈ ને પ્રસન્ન થતા.

તેઓ પરમહંસદીક્ષિત એક સંન્યાસી હતા. તે કિયા દેશના વતની હતા તેની કોઈને ખબર ન હતી. તે બ્રાહ્મણ હતા. પણ તેમણે જનોઈનો ત્યાગ કર્યો હતો. બલિદાન બંધ કરીને તેઓ નિરાળી પદ્ધતિથી દેવીપૂજા કરતા હતા. પ્રથમ તો, લોકોએ એમની પૂજા-પદ્ધતિમાં સંદેહ અને અસંમતિ દર્શાવ્યાં પણ ધીમે ધીમે વિરૂદ્ધતા શમી ગઈ. કોઈએ તે સામે વિરોધ બતાવ્યો નહિ; એટલું જ નહિ પણ લોકો તેમનો અર્ધો બોલ ઝીલી લેવા લાગ્યા. બિલ્હન ઠાકુર લોકોને ઘેર જતા. સૌની ખબરઅંતર પૂછતા. સૌની સાથે વાતો કરતા. કોઈ બિમાર પડે તો તરત તેને ઘેર જઈને ઔષધ આપતા. એમના ઔષધનો ઘણો જ ઉપયોગ લોક કરતા. લોક પોતાનાં સુખમાં અને દુઃખમાં બિલ્હન ઠાકુરને સંભારતા; તેમની સલાહ લઈને જ પોતાનાં કામકાજ કરતા. કોઈ વાર ટંટો ફિસાદ થતાં તો બન્ને પક્ષો ઠાકુરજીને લવાદ નીમતા અને ઠાકુરજી જે નિર્ણય આપતા તે સામે વિરોધ કરતા ન હતા.

## ૩૦

ત્રિપુરા રાજ્યમાં આ વર્ષે એક વિલક્ષણ પ્રકાર બન્યો. ઉત્તર દિશામાંથી ઉંદરોનો થોક આવીને રાજ્યભરમાં વિસ્તરી ગયો. ખેડુતોનાં ધાન્યનો સર્વનાશ થયો, ખેતરોમાં પાકનો બિગાડ કરી મૂકવામાં આવ્યો; કોઠીમાંનાં અનાજ પણ ઉંદરો ખાઈ ગયા અને આથી ત્રિપુરા રાજ્યમાં હાહાકાર પ્રવર્તી ગયો. અનાજ ખૂટયું એટલે દુષ્કાળ પડયો. લોકો જંગલમાંનાં ફળ અને કંદમૂળ ઉપર નિર્વાહ કરવા લાગ્યા. અત્યારની માફક એ સમયમાં જંગલોનો અભાવ ન હોતો. એ સમયે મનુષ્યોની ઉપજીવિકા ચાલે એવી હઝારો વનસ્પતિ જંગલોમાં ઉગતી હતી. વનસ્પતિ સિવાય માંસાહારી લોકો માટે પણ રાજ્યમાં જંગલી ભેંશો, હરણ, સસલાં, ડુક્કર વગેરેનાં માંસ વેચાવા લાગ્યાં. એ માંસ જો કે મોંઘાં મળતાં પણ લોક તે ખાવા લાગ્યા. હાથી અને અજગર પણ સપાટામાં આવતાં લોક તેને છોડતા નહિ. જંગલમાં પક્ષીઓનો અભાવ ન હતો. એમને મારીને પણ લોક ખાઈ જતા. ઝાડનાં ઝુંડ પર મધપૂડા બાઝેલા. એ પણ તોડી પાડીને નિર્દયીઓ ખાઈ જતા.

બિલ્હન ઠાકુર આ દુર્ભિક્ષના સમયમાં ઘેર ઘેર જઈને લોકોને આશ્વાસન દેતા; ઉપજીવિકા માટે શું યોગ્ય છે અને શું અયોગ્ય છે, એ યુક્તિપૂર્વક સમજાવવા લાગ્યા. વનમાં થતી એક જાતની વનસ્પતિનાં બીજ લાવીને તેને ગરમ કરવામાં આવે અને તે ખાવામાં આવે તો તરતજ શાંત થાય એમ તેઓ કહેવા લાગ્યા. કેટલાક લોકો એમના કહેવા મુજબ વર્તતા તોપણુ ચોમેર ભૂખના દુઃખનો ઉઠેલો પોકાર શમ્યો ન હતો. ક્યાંક ક્યાંક ચોરીઓ પણુ થવા લાગી; લૂંટ થવા લાગી; પ્રજા બંડ કરશે, એવી પણુ દહેશત લાગવા માંડી.

લોકો કહેવા લાગ્યા: દેવીનાં બલિદાન બંધ કર્યાં તેથીજ આ સંકટ આવ્યું છે. પણુ બિલ્હન ઠાકુરે લોકને સમજાવ્યું કે: "કૈલાસમાં કાર્ત્તિકેય અને ગણેશ વચ્ચે તકરાર પડી છે. કાર્ત્તિકેયના વાહન મયુરો સામે ગણેશજીના વાહન ઉંદરો, ત્રિપુરા રાજ્યની ભગવતી પાસે ન્યાય કરાવવા આવ્યા છે!"

લોકને બિલ્હન ઠાકુરનું આ કથન હસવા યોગ્ય લાગ્યું નહિ. તેઓએ તે ખરૂં માન્યું, કારણુ કે, સંયોગ એવો બન્યો કે, જેવી રીતે ઉંદરો થોકબંધ આવ્યા હતા તેવી રીતે ત્રણુ જ દિવસની અંદર તેઓ થોકબંધ જતા રહ્યા! તેઓ ક્યાં ગયા એ કોઈના જાણુવામાં આવ્યું નહિ; અને આથી તો, ઠાકુરજીનું કહેવું અક્ષરશઃ ખરું પડયું એવો વિશ્વાસ લોકને પડયો! ઠાકુરજીના અગાધ જ્ઞાન માટે હવે કોઈને શંકા રહી નહીં. કૈલાસમાં ભાઈ ભાઈ વચ્ચે થયેલી તકરારનાં ગીતો રચાયાં અને સ્ત્રીઓ, બાળકો અને માગણુ લોકો, એ ગીત જ્યાં ત્યાં ગાતાં સંભળાઈ રહ્યાં. શેરીએ શેરીએ એ ગીતોનો પ્રચાર થઇ રહ્યો. પરંતુ ઉંદરોની ફોજ કમી થવા છતાં પ્રજાનો રાજ્ય પ્રત્યેનો અસંતોષ કમી થયો નહિ. તે હજી જાગૃત જ હતો. બિલ્હન ઠાકુરે રાજાને સૂચવ્યું: "પ્રજાનો એક વર્ષનો કર માફ કરો." એનું પરિણુામ

સરસ આવ્યું. ઘણાઓને સંતોષ થયો તો પણ હજી કેટલાક લોકો દેવીના શાપની બીકથી ડુંગરાઓ તરફ જતા રહેતા હતા. એવા લોકોની સંખ્યા જ્યારે ક્રમશઃ વધી ગઈ ત્યારે તો રાજાને પણ એ ચિંતાનો વિષય થઈ પડ્યો કેઃ 'એનો ઉપાય શો યોજવો?'

રાજાએ બિલ્હન ઠાકુરને પૂછ્યું: "પુરોહિત મહારાજ, રાજાનાં પાપથી પ્રજાને પીડા થાય છે, એ ખરું છે. મેં દેવીનું બલિદાન બંધ કરીને પાપ કર્યું. તેની શિક્ષા પ્રજાને થઈ રહી છે! હવે એનો ઉપાય શો કરવો?"

બિલ્હન ઠાકુરે હસીને જવાબ દીધો: "દેવી સમક્ષ જ્યારે હઝાર હઝાર બલિદાન દેવાતાં ત્યારે વધુ હાનિ થતી હતી કે અત્યારે વધુ હાનિ થવા માંડી છે?"

રાજાથી આ પ્રશ્નનો ઉત્તર દઈ શકાયો નહિ; પરંતુ તેમના મનમાંનો સંદેહ નષ્ટ થયો નહિ. પ્રજા મારા ઉપર અસંતુષ્ટ થઈ છે, એ બાબતમાં રાજાના મનમાં બળબળ થવા લાગી, એટલું જ નહિ પણ પોતે કરેલી બલિદાનબંધીમાં એમને ખૂબ જ સંશય ઉપજ્યો. લાંબો નિશ્વાસ નાખીને રાજાએ કહ્યું: "કંઈ સમજાતું નથી!"

ઠાકુરજીએ કહ્યું: "વધારે સમજવાની જરૂર શી છે? ઉંદરોની સેના આવી અને તેણે ધાન્યનો નાશ કર્યો શા માટે, એજ પ્રશ્ન છે ને? એમાં તે શું મોટું સમજવાનું છે? જે કાંઇ બન્યું છે તે લોકને આડકત્રી રીતે એજ સમજવા માટે બન્યું છે કે: 'ચાહે તેમ થાય પણ ગોવિંદમાણિક્ય અન્યાય કરે જ નહિ; લોકને દુઃખ દે જ નહિ." હવે પછી વિધાતાને જે કાર્ય કરવું હશે તે કરશે. આપણે એમાં રોકાણ કરીશું તો ઓછું જ તે કાર્ય અટકશે?"

મહારાજા બોલ્યા: "ઠાકુરજી, તમે લોકવૃન્દનાં ગૃહે ગૃહે

જઈને તમારૂં કર્ત્તવ્ય સુયોગ્ય રીતે બજાવો છો. તમે જગત પર જેટલા ઉપકાર કરો છો તેનાં ફળ લોકો તમને ધન્યવાદ વડે આપે છે. એના આનંદથી તમારા તમામ સંશય, તમારી શંકાઓ ઇત્યાદિનો નાશ થાય છે. હું રાત દિવસ મસ્તક પર મુકુટ ધારણ કરીને સિંહાસન પર બેસી રહું છું; પણ તેને લીધે કેવળ ચિંતાનો ભાર મારે શિરે ચઢાવી રહ્યો છું. તમે જે કાર્ય કરો છો તે હું જોઉં છું. એવું કાર્ય મારાથી જરીકે થઇ શકતું નથી તેથી મને લજ્જા ઉપજે છે."

"મહારાજ, હું કોણ છું? હું તો આપનો એક અંશ છું ને? આપ સિંહાસન પર નહોત તો મારે હાથે આ કોઈ કાર્ય થઈ શકયાં નહોત. હું અને આપ મળ્યા છીએ તેથી પૂર્ણ સ્વરુપની પ્રાપ્તિ થઇ છે."

બિલ્હન ઠાકુર આમ કહીને વિદાય થયા. રાજાએ મસ્તક ઉપરથી મુકુટ ઉતારીને હાથમાં રાખ્યો. રાજા મનમાં વિચારવા લાગ્યા: "મારે હજી કેટલાં બધાં કામ કરવાનાં છે? પણ મારા હાથથી તે થતાં જ નથી. હું કેવળ મારી ચિંતાઓમાં જ નિમગ્ન રહું છું. તેથી પ્રજાના મનમાં હું મારા સંબંધી વિશ્વાસ ઉત્પન્ન કરી શકયો નથી. હું રાજ્યશાસન કરવા યોગ્ય જ નથી!"

## ૩૧

નક્ષત્રરાય મોગલ સેનાનો નાયક બન્યો હતો. ત્રિપુરાને માર્ગે જતાં અધવચ્ચ તેતુલ નામના ગામ આગળ તેણે મુકામ નાંખ્યો હતો. એક દિવસ પ્રાતઃકાલમાં જ રઘુપતિએ તેની પાસે જઈને કહ્યું: અહીંથી હવે ઉઠાંતરી કરવાની છે. મહારાજાએ હવે ઉપડવાની સર્વ તૈયારી કરી લેવી."

રઘુપતિના મુખમાંથી પોતાને માટે "મહારાજા" શબ્દ નીકળ્યો તે સાંભળતાં જ નક્ષત્રરાયને ખૂબ આનંદ થયો. "મહારાજા"! કેવો મીઠો મધુરો શબ્દ! કલ્પનાના સામ્રાજ્યમાં તે મહાલવા લાગ્યોઃ-પોતે ત્રિપુરાના રાજસિંહાસને વિરાજિત થયો છે; અને તમામ લોકો પોતાને 'મહારાજા' શબ્દથી સંબોધન કરે છે! મનની આ પ્રફુલ્લ સ્થિતિમાં તેણે કહ્યું: "પુરોહિતજી, હું તમને કદી પણ મારી પાસેથી દૂર જવા નહિ દઉં. તમારે મારી સાથે જ મારા દરબારમાં રહેવું જોઈશે. બોલો, તમારી શી ઇચ્છા છે?" મનમાં ને મનમાં નક્ષત્રરાયે પોતાના રાજ્યમાંની જમીનનો મોટો ભાગ પુરોહિતજીને આપી દીધો!

રઘુપતિએ કહ્યું: "મારે કાંઈ જોઇતું નથી."

નક્ષત્રરાયે આગ્રહ કરવા માંડયો: "એમ ન ચાલે. તમારે કાંઈ પણ લેવું જ જોઈશે. કયલાસર નામનું પરગણું હું તમને આપી દઉં છું. તમારી ઈચ્છા હોય તો તમે અત્યારે જ મારી પાસેથી તે લખાવી લ્યો."

"એ બધું પછીથી જોયું જશે."

"પછીથી શા માટે? હું હમણાં જ આપી દઉં છું. હું એ પરગણા બદલ તમારી પાસેથી એક ફૂટી બદામ પણ મહેસુલ તરીકે માગીશ નહિ." આમ કહીને નક્ષત્રરાયે પોતાનું મસ્તક ઉંચું રાખ્યું અને છાતી કાઢીને તે ટટ્ટાર બેઠો.

"મરણ પછી માણસને બાળવા માટે ત્રણ હાથ જમીન જોઇએ. મને એટલી મળશે તો બસ છે. હું બીજું કાંઈ પણ માગતો નથી અને માગવાની મારી ઈચ્છા પણ નથી." રઘુપતિ આમ કહીને ત્યાંથી જતો રહ્યો. રઘુપતિને એ વખતે જયસિંહ યાદ આવ્યો. જયસિંહ હયાત હોત તો રાજ્યમાંથી કોઈ પણ પરગણું તેને માટે લઈ શકાત; પણ જયસિંહ નથી એટલે ત્રિપુરા રાજ્ય છેવટની માટી સિવાય બીજા કોઇ ઉપયોગનું નથી એમ તેને લાગ્યું!

હવે રઘુપતિએ નક્ષત્રરાયને રાજ્યમદથી મસ્ત બનાવવાની કોશિષ કરવા માંડી. તેને ભય હતો કે, આટલું બધું કર્યા પછી પણ છેવટે કદાચ તે નાહિમ્મત બની જાય! દુર્બલહૃદયી નક્ષત્રરાય યુદ્ધ કરે નહીં અને ત્રિપુરા જઈને રાજાને હાથે પકડાઇ બેસે એવો રઘુપતિને ભય હતો. આથી જ તેણે નક્ષત્રરાયને રાજ્યપદ માટે ખૂબ જ તલસાટ કરાવવા માંડયો. કમજોર અને દુર્બલ મનને જ્યારે આવો લોભ લાગે ત્યારે તેના સંબંધી ફીકર કરવાની હોય નહીં–આ ગણતરી રઘુપતિએ પોતાના મનમાં કરી અને આથી, હવે તે કદાપિ તેની સાથે કડક

સંભાષણ કરતો નહિ. બોલવામાં જ નહિ પણ વર્તનમાંયે તેણે ફેરફાર કરી નાખ્યો. તેનું તે ઘણું માન સન્માન કરતો, દરેક વ્યવસ્થામાં તેની સલાહ લેતો અને તેની આજ્ઞા મેળવ્યા વિના કોઈ કામ કરતો નહિ. મોગલ સેના નક્ષત્રરાયને "મહારાજ" કહીને સંબોધતી; અને જેમ પવનના સુસવાટાથી અનાજના છોડ જમીન સુધી નીચા નમી જાય તેમ નમીને તેને સલામો કરતી, સેંકડો નગ્ન તલવારધારીઓની વચ્ચે રાજચિહ્ન ધારણ કરીને ગજરાજ પર બેસીને નક્ષત્રરાય પસાર થતો. માર્ગમાં ઉત્સાહવર્ધક રણવાદ્ય વાગતાં, ઝંડાનિશાન ફરકતાં અને જે ગામડાં આગળથી એની સેના પ્રયાણ કરતી તેના લોકો સૈન્યના ભયથી જ્યારે ઘરબાર છોડીને નાસી જતા ત્યારે તે જોઈને નક્ષત્રરાયના મનમાં જાણે એવો ગર્વ થતો કે, પોતે દિગ્વિજય કરવા નીકળ્યો છે અને પોતાની વિજયાકાંક્ષા પૂર્ણ થતી જાય છે!

નાના નાના જમીનદારો સામૈયાં કરીને આવતા અને તેને નજરાણાં ધરતા. નક્ષત્રરાય તેઓને પરાજીત લોકો સમજતો; અને એ પ્રસંગે એને મહાભારતના દિગ્વિજયી પાંડવો યાદ આવતા!

એક દિવસ લશ્કરમાંના પુષ્કળ જણે તેની પાસે આવી તેને પ્રણામ કર્યા અને કહ્યું: "શ્રીમાન મહારાજા!" નક્ષત્રરાયનું શિર, આ સંબોધનથી વધુ ઉન્નત થયું. સૈનિકોએ આગળ કહેવા માંડયું: "અમે લોકો શ્રીમાન મહારાજાને માટે પ્રાણ પાથરવા આવ્યા છીએ. અમને અમારા પ્રાણની લેશ માત્ર પરવા નથી. પણ અમારો એક નિયમ છે કે, જે રસ્તેથી અમે લડાઈ કરવા માટે પ્રયાણ કરીએ તે રસ્તાની આસપાસનાં ગામમાં અમે લૂંટ ચલાવીએ. આમ કરવામાં દોષ છે, એવું કોઈ પણ શાસ્ત્રમાં લખેલું નથી."

નક્ષત્રરાયે કહ્યું: "તમારૂં કહેવું બરાબર છે."

એક સૈનિકે અરજ કરી: "બ્રાહ્મણે અમને લૂંટ કરવા મનાઈ કરી છે. અમે લોકો પ્રાણ પાડવા નીકળ્યા છીએ અને અમને આપ લૂંટ પણ કરવા દો નહિ, એ તો મોટો અન્યાય છે, શ્રીમાન મહારાજ!"

નક્ષત્રરાય બોલ્યો: "તમે વાજબી કહો છો."

સૈનિક: "તો મહારાજા હુકમ કરે એટલી વાર છે. બ્રાહ્મણ દેવતાનું કહેવું નહીં માનીને લૂંટની શરૂઆત કરીએ છીએ."

નક્ષત્રરાયે ગર્વથી કહ્યું: "બ્રાહ્મણ દેવતા એટલે કોણ છે? એ આમાં શું સમજે? હું તમને હુકમ કરૂં છું. તમે લોકો બેલાશક લૂંટ કરો અને મઝા ઉડાવો!"

નક્ષત્રરાયે રઘુપતિની વિરૂદ્ધ જઈને હુકમ કર્યો તો ખરો; પણ આમ તેમ જોતાં રઘુપતિ તેના દીઠામાં આવ્યો નહિ; એટલે તેનું મન નિશ્ચિંત બન્યું! રઘુપતિ પર આવી રીતે અભયભાવથી તેણે વિજય મેળવ્યો; એથી તે ઉન્મત્ત બની ગયો! એના મનમાં ધીમે ધીમે પ્રભુત્વનો મદ વ્યાપી ગયો. મદ્યના નશા કરતાં યે મદનો નશો અધિક હોય છે. નક્ષત્રરાય મદના નશામાં જગતને નવી દૃષ્ટિથી જોવા લાગ્યો; અને કલ્પિત આકાશયાન ઉપર ચડીને નીચે દેખાતી પૃથ્વીને નાનકડી અને મલીન માનવા લાગ્યો! એના અધિકારમદની માત્રા એટલી બધી વધી ગઈ કે, રઘુપતિ પોતાની આગળ કંઈ જ વિસાતમાં નથી, એમ તે ગણવા લાગ્યો. મદના નશામાં મત્ત બનેલો નક્ષત્રરાય, ગોવિન્દ માણિક્ય ઉપર અત્યંત ક્રોધિત બની ગયો. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો: "મને એણે હદપાર કર્યો છે! સામાન્ય પ્રજાજનની માફક તેણે મને દરબારમાં ઉભો કર્યો હતો! હવે જોઉં છું કે, કોણ કોને હદપાર કરે છે! હવે જ ત્રિપુરાની પ્રજાને નક્ષત્રરાયનો પ્રતાપ માલુમ પડશે!"

નક્ષત્રરાયનો ગર્વ ઘણો વધી ગયો. બિચારા નિરપરાધી ગામડીઆઓ ઉપર અત્યાચાર કરવા અને તેમને લૂંટવા રઘુપતિ પોતાના મનમાં ઇચ્છતો ન હતો. તેણે એ કૃત્યોથી દૂર રહેવા સૈનિકોને બહુ વાર કહ્યું; પણ નક્ષત્રરાયની મંજુરી તેઓને મળેલી હોવાથી તેઓએ રઘુપતિના કથન પર મુદ્દલ લક્ષ આપ્યું નહિ. અંતે રઘુપતિ નક્ષત્રરાય પાસે ગયો. તેણે પૂછ્યું: "આ બિચારા નિરપરાધી અને અસહાય ગામડાંવાસીઓ પર શા માટે આ બધા અત્યાચાર કરાવો છો?"

નક્ષત્રરાયે ઉત્તર દીધો: "એમાં તમને શી સમજ પડે? યુદ્ધે ચડ્યા પછી ફોજને લૂંટફાટ કરવા દઇએ નહિ, તો તે નિરૂત્સાહી બની જાય!"

નક્ષત્રરાયનો ઉત્તર સાંભળીને રઘુપતિને. આશ્ચર્ય ઉપજ્યું. તે મનમાં હસવા લાગ્યો. બાદ બોલ્યો: "અત્યારે તો ઠીક છે કે, તમે તે લોકોને લૂંટ કરવાની પરવાનગી આપી છે. એનો છંદ તેઓને લાગ્યા પછી તેઓને વશ રાખવા મુશ્કેલ થઇ પડશે! એ લોકો આખા ત્રિપુરારાજ્યને પણ લૂંટશે!"

નક્ષત્રરાય બોલ્યો: "તો એમાં નુકશાન પણ શું થવાનું હતું? મારી તો એજ ઇચ્છા છે કે, નક્ષત્રરાયને હદપાર કરવાનું ફળ ત્રિપુરાને મળવુંજ જોઇએ! તમને આ બાબત નહિ સમજાય! તમે કદી યુદ્ધ કર્યું હોય, તો, તમે આ વાત સમજી શકો ને?"

ફરીથી રઘુપતિ, આ દલીલો સાંભળીને મનમાં ને મનમાં હસ્યો. અભિમાનનો અતિરેક નક્ષત્રરાયને થાય એજ તે વાંચ્છતો હતો. હાલ તુર્ત તે, વધારે કશું બોલ્યા વિના તેની પાસેથી જતો રહ્યો. નક્ષત્રરાય કેવળ મીણનું પૂતળું જ રહે નહિ, પરંતુ ચતુર બને, એવી ઇચ્છા પણ રઘુપતિના મનમાં હતી.

૩૨

ત્રિપુરામાં જ્યારે ઉંદરોની સેના આવી હતી ત્યારે શ્રાવણ મહિનો ચાલતો હતો. એ પછી વચલ્યો વખત વીત્યા બાદ, જ્યારે માર્ગશીર્ષ માસ આવ્યો ત્યારે ત્રિપુરામાં આનંદનાં ચિહ્ન દેખાયાં. પાક થવા લાગ્યો હતો. રાજા ઉપરથી પ્રજાનો અસંતોષ દૂર થયો હતો. ખેડુતો પોતાનાં બાળ બચ્ચાં અને ઓજાર લઈને ખેતરોમાં જતા. તેમની સ્રીઓ રસ્તામાં ગીત ગાતી ખેતરે ભાથાં લઇ જતી. ચોમેર પ્રજામાં જ્યારે શાંતિ સંતોષ અને આનંદ પ્રવર્ત્યાં હતાં. ત્યારે એકાએક ખબર આવી કે, નક્ષત્રરાય રાજ્ય લેવા માટે અસંખ્ય સેના સાથે ચડી આવ્યો છે અને ત્રિપુરાની સરહદમાં દાખલ થયો છે! તે ગાંમડાં લૂટે છે; અને પ્રજા પર અત્યાચાર ગુજારે છે, એવી ખબર પણ ત્રિપુરામાં આવી. લોકો ગભરાઇ ગયા.

જ્યારે મહારાજા ગોવિન્દમાણિક્યને કાને આ વાતો પહોંચી ત્યારે જાણે ઝેર પાયેલી સમશેરનો જખ્મ થયો હોય એવી તેમની સ્થિતિ બની ગઈ! ક્ષણે ક્ષણે એમને લાગવા માંડ્યું કે, નક્ષત્રરાય મારાં અંગ પર આક્રમણ કરે છે! નક્ષત્રરાયનું સ્વાભાવિક સુન્દર

મુખ તેમનાં સ્નેહભર્યાં નેત્ર સમક્ષ તરવરી રહ્યું. મહારાજા મનમાં બોલ્યા: "હું મારી સાથે એક પણ સૈનિક લીધા વિના યુદ્ધક્ષેત્રમાં જઈને મારી છાતી ખુલ્લી કરીને તેની સામે ઉભો રહીશ અને નક્ષત્રરાયના સહસ્ત્ર કરતાંયે અધિક સૈનિકોની સમશેરો ભલે મારા હૃદયનું રક્તપાન કરે!"

ધ્રુવને તેમણે પોતાની પાસે બોલાવ્યો અને તેને મુકુટ દેખાડીને કહ્યું: "આ મુકુટ માટે તું મારી સાથે લડીશ કે?" મહારાજાએ પોતાના મસ્તક પરથી મુકુટ ઉતારીને જમીન પર નાંખ્યો. મુકુટનાં મોતીમાંથી એક મોતી તુટી ગયું!

ધ્રુવે હાથ લાંબો કરીને કહ્યું: "હું લઉં છું."

મહારાજાએ મુકુટ ધ્રુવના મસ્તકે પહેરાવ્યો અને પોતાના ખોળામાં તેને બેસાડીને કહ્યું: "બેલાશક લે. હું કોઈની સાથે એના માટે લડાઇ કરવા ઈચ્છતો નથી." એ પછી આખો દિવસ મહારાજા એમજ બોલતા રહ્યા. "આ મારાં પાપનું ફળ છે." પાપનો ઉદય થયા વિના કોઈ ભાઈ, પોતાના ભાઇ ઉપર હુમલો કરે નહીં, એ બાબત મહારાજાના ઘર કરી બેઠી. "આમાં ઇશ્વરની પ્રેરણા છે" એવું તેઓ કહેવા લાગ્યા અને ઈશ્વરની આવી આજ્ઞાનો ઉપાય કાંઈક પણ કરવો જોઈએ એમ તેમણે નક્કી કર્યું.

નક્ષત્રરાય ઈશ્વરની પ્રેરણા આગળ લાચાર બને, એવું મહારાજાએ માની લીધું. અને પોતાના પાપના ફળરુપ ઈશ્વર શિક્ષા કરે છે, એમાં નક્ષત્રરાયનો કાંઈ દોષ નથી, એમ વારંવાર કહ્યા કરીને તેમણે પોતાના મનનું સમાધાન કર્યું.

મહારાજા વિચારનિમગ્ન હતા તે વખતે બિલ્હન ઠાકુરે તેમની પાસે આવીને કહ્યું: "આ વખતે આકાશ તરફ જોઈને વિચાર કરવાના ન હોય."

મહારાજાએ કહ્યું: "આ બધું મારા પાપનું ફળ છે."

બિલ્હન ઠાકુરે કહ્યુઃ "મહારાજા, આપનું કહેવું સાંભળી ને મારૂં મન અધીર બની જાય છે. દુઃખ, એ પાપનું ફળ છે, એમ આપને કોણે કહ્યુ? ધર્મનું ફળ પણ દુઃખ હોય છે. કેટલાયે ધર્માત્મા પુરુષોનાં જીવન દુઃખમાં વીતે છે. ધર્મનું ફળ સુખ જ હોવ એવો નિયમ નથી. ધર્મનું ફળ ધર્મ જ છે."

રાજાથી ઉત્તર દઈ શકાયો નહિ. બિલ્હન ઠાકુરે પૂછ્યું: "મહારાજે પાપ કિયાં કર્યાં છે કે જેનું ફળ આ છે?"

"મેં મારા ભાઈને હદપાર કર્યો હતો."

"આપે અપરાધીને હદપાર કર્યો હતો-આપના ભાઈ ને નહિ."

"એ અપરાધી મારો ભાઈ જ હતો ને? ભાઈને એવો હુકમ કરવો એ અવશ્ય પાપ છે; અને એ પાપનું ફળ મારે અવશ્ય ભોગવવું જોઈએ. દુર્યોધન ચાહે તેવો દુરાચારી હતો; પરંતુ તેને મારીને પાંડવો શાંતિપૂર્વક રાજ્યનો ઉપભોગ કરી શકચા નહોતા. તેમણે યુદ્ધ પછી યજ્ઞ કરીને પાપનું પ્રાયશ્ચિત કર્યું હતું. પાંડવોએ લડીને જીવતા રહીને કૌરવનું રાજ્ય લીધું. પણ કૌરવોએ મરીને પાંડવોના રાજ્યનું હરણ કર્યું. અર્થાત્ બંધુવિયોગથી દુઃખી બનીને પાંડવો રાજ્ય ભોગવી શકચા નહિ! મેં નક્ષત્રને હદપાર કર્યો. હવે નક્ષત્ર મને હદપાર કરવા આવે છે!"

બિલ્હન ઠાકુરે કહ્યું: "પાંડવોએ પાપની શાન્તિ અર્થે કૌરવો સાથે યુદ્ધ કર્યું ન હોતું. તેમણે કેવળ રાજ્ય મેળવવા માટે જ યુદ્ધ કર્યું હતું. પણ મહારાજાએ તો પાપની શાંતિ અર્થે પોતાનાં સુખ-દુઃખનો કશો જ વિચાર ન કરતાં ધર્મનું પાલન કર્યું. એમાં તો પાપનું નામ સુદ્ધાં નથી. વારૂ; જો આમાં પાપ છે એમ જ મહારાજ

સમજતા હોય તો એ પાપનું પ્રાયશ્ચિત હું બતાવું. હું બ્રાહ્મણ છું. આપની સમક્ષ હું હાજર છું. મને સંતુષ્ટ કરો. તેથી મહારાજનાં પાપનું પ્રાયશ્ચિત થશે."

મહારાજા સ્મિત કરીને ચૂપ રહ્યા. ઠાકુરજીએ આગળ કહ્યું: "વિચાર કરવા જેવું આમાં કાંઈ નથી. મનમાં ઘડભાંગ કરવાની યે જરૂર નથી. હમણાં જ યુદ્ધની તૈયારી કરો. વિલંબ કરવો હવે ઉચિત નથી."

"હું યુદ્ધ કરીશ નહિ."

"એમ તે કાંઈ બને ? વારૂ; આપ બેઠા બેઠા વિચાર કર્યા કરો. હું સૈન્ય એકત્ર કરૂં છું. પ્રજા અત્યારે ધાન્ય લણવા ખેતરોમાં ગઈ છે. જેટલું જોઈએ તેટલું સૈન્ય અત્યારે એકઠું થવું મુશ્કેલ છે." આમ કહીને ઠાકુર ત્યાંથી વિદાય થયા.

૩૩

બિલ્હન ઠાકુરના શિર પર મોટી જવાબદારી આવી પડી. તેમણે ડુંગરાળ પ્રદેશોમાં દૂત મોકલ્યા. એ દૂતોને બક્ષિસો આપી અને 'કૂકી' જાતિના લોકો જેમને 'લાલ' કહેવામાં આવતા હતા તેના આગેવાનોને સંદેશો કહેવરાવ્યો કે, "કૂકી લોકોની સેના લઈને આવો અને ત્રિપુરાનું રક્ષણ કરો." યુદ્ધનું નામ સાંભળીને એ જાતિના લોકને આનંદ થતો. એના જેટલા "લાલ" હતા તે બધા પોતપોતાનાં પરગણામાંથી યુદ્ધસૂચક લાલ વસ્ત્રો પહેરીને નીકળી પડ્યા. ડુંગરાળ પ્રદેશોમાંથી તેમનાં ટોળેટોળાં ડુંગરો ઉતરીને જોતજોતામાં ત્રિપુરામાં આવીને એકઠાં થઈ ગયાં. એ લોકોને કોઈપણ જાતના બંધનમાં રાખવા મુશ્કેલ હતા. બિલ્હન ઠાકુર જાતે ત્રિપુરા રાજ્યનાં ગામેગામ ફરી વળ્યા. ત્યાંથી લડવા યોગ્ય સાહસિક તરૂણોને પસંદ કરીને ત્રિપુરાના સૈન્યમાં તેમની ભરતી કરી. મોગલ સેના પર હુમલો કરવા બિલ્હન ઠાકુરની ઇચ્છા ન હોતી. જ્યારે મોગલ સૈન્ય

સીમા ઓળંગીને ડુંગરાળ પ્રદેશમાંથી આગળ વધે ત્યારે તેને રોકવી એવું તેમણે ધારી મૂકયું હતું. તેથી જંગલો અને પહાડોનાં ગુપ્ત સ્થાનોમાં તેમણે સૈનિકોને છુપાવી રાખ્યા. તેઓને અચાનક હલ્લો કરાવવાનો બેત પડી ભાંગે તો તે સ્થિતિમાં તેમણે બીજો ઉપાય કામે લગાડવાની પણ વ્યવસ્થા કરી. મોટા પથ્થરો વડે બંધ બાંધીને તેમણે નદીનાં પાણી રોકી રાખ્યાં. જ્યારે મોગલ સેના તેમની નજીકથી પસાર થાય ત્યારે એ પાણી છોડીને સૈનિકોને હેરાનપરેશાન કરી મૂકવા, એવું તેમણે નક્કી કરી રાખ્યું.

નક્ષત્રરાય ગામડાં લૂંટતો ત્રિપુરાના ડુંગરાળ પ્રદેશ આગળ આવી પહોંચ્યો ત્યારે પાક લણીને ખેડુત લોકો હાથમાં ધનુષ્યબાણ સાથે તેની સામે લડવા તૈયાર થઈને બેઠેલા હતા. કૂકી સેના પણ મોગલ સૈન્યની રાહ જોઈને ડુંગરોમાં છુપાઈ રહી હતી. પાણીના બંધ છોડી દેવાની આજ્ઞા કયારે મળે તેની રાહ જોઈને પણ લોકો તૈયાર થઈ રહ્યા હતા. બિલ્હન ઠાકુરે આ બધી વ્યવસ્થાઓ કરી રાખી હતી તોપણ ગોવિન્દમાણિકયે કહ્યું: “હું યુદ્ધ કરવાનો નથી!”

ઠાકુરે કહ્યું: “મહારાજ, આપ આ શું કહો છો?”

“હું રાજ્ય કરવા માટે અયોગ્ય છું, એની મને ખાત્રી થઈ ચૂકી છે. પ્રજાની મારા ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઈ તેનું કારણ મારી અયોગ્યતા જ છે. દેશમાં અકાલે દુષ્કાલ પડયો; યુદ્ધ ઉપસ્થિત થયું, એ બધું જોતાં મને લાગે છે કે, મારે રાજ્ય છોડવું એવો શ્રીભગવાનનો હવે આદેશ થયો છે.”

“આમાં શ્રીભગવાનનો આદેશ છે જ નહિ. ઈશ્વરે તો રાજ્યભાર આપને હસ્તક મૂકેલો છે. અત્યાર સુધી રાજકાર્ય નિર્વિઘ્ને ચાલ્યું અને આપે કર્તવ્યપાલન કર્યું. પણ હવે જ્યારે રાજ્યભાર વધવા લાગ્યો

ત્યારે આપ તે દૂર ફેંકી દઈને, સ્વતંત્ર થવાની ઇચ્છા કરો છો; એમાં આપ આપનું સુખ પહેલું જુઓ છો! લોકને આમાં ભૂલથાપ આપ્યા જેવું ઠરશે!"

ઠાકુરજીના કથને મહારાજાને નિરુત્તર બનાવી દીધા. કંઈક સમય પર્યંત મૌન ધારણ કરીને બેસી રહ્યા બાદ મહારાજાએ કહ્યું: "ધારો કે, મારો પરાજય થયો અને મને મારીને નક્ષત્રરાય રાજા થયો, તો?"

"જો ખરેખર એમજ બનશે તો મહારાજા ઉપર તેની કશી જ જવાબદારી રહેશે નહિ! પણ મહારાજ, આપ કર્ત્તવ્યપાલનથી વિમુખ થઈને નાસી જશો તો અમને લોકોને અવશ્ય તેથી ઘણો ખેદ થશે!"

"શું મારા ભાઈનું રક્ત વહેવરાવવું મારા માટે ઉચિત છે?"

"કર્ત્તવ્યપાલન કરનારે ભાઈ ભાંડુનો ખ્યાલ રાખવાનો હોય જ નહિ. કુરૂક્ષેત્રના યુદ્ધમાં શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને શું કહ્યું હતું, તે તો આપ જાણો છો."

"ત્યારે, તમારો અભિપ્રાય એવો છે કે, મારે સમશેર હાથમાં લઈને નક્ષત્રરાયનો વધ કરવો?"

"અવશ્ય."

આ વખતે અચાનક ધ્રુવ ત્યાં આવી ચડયો, ને અધવચ્ચ બોલ્યો: "છીઃ છીઃ આવું ન બોલશો!" ધ્રુવે પોતાની રમત દરમ્યાન આ બેને વાદવિવાદ કરતા જોયા હતા. તેના મનમાં કે, તેમનો વિવાદ હું અટકાવું અને તેથી તે ત્યાં આવીને, ઉપર મુજબ, બોલ્યો હતો.

ધ્રુવના શબ્દો સાંભળીને બિલ્હન ઠાકુરે હર્ષથી તેને ઉચકી લીધો અને તેને ચૂમીઓ કરી. રાજાને હસવું આવ્યું નહિ. એમને લાગ્યું કે,

એ બાલકના મુખમાંથી દેવવાણી બહાર પડી છે. એમનો સંશય ટળ્યો. નિશ્ચિત સ્વરે એમણે કહ્યું: "મેં નિશ્ચય કર્યો છે કે, રક્તપાતનો પ્રસંગ આવવા દઈશ નહિ! આથીજ, હું યુદ્ધ કરવાનો નથી!"

"જો મહારાજને યુદ્ધ કરવું નહોય તો નક્ષત્રરાયને જાતે મળીને યુદ્ધ કરતો રોકવો, એજ શ્રેયસ્કર છે."

ઠાકુરની એ સલાહ રાજાને રૂચી. તેમણે કહ્યું: "આ સંબંધી એક પત્ર લખીને નક્ષત્રરાય ઉપર મોકલવાની તજવીજ કરાવીએ."

## ૩૪

નક્ષત્રરાય સૈન્ય સહિત ત્રિપુરામાં આગળ ને આગળ વધ્યો પણ કોઈ જગ્યાએ કાંઈ વિઘ્ન નડયું નહિ કિંવા કોઈએ સામનો કર્યો નહિ. તે જે જે ગામોમાં ગયો ત્યાંના લોકોએ તેને રાજા તરીકે માન આપ્યું. ડગલે ને પગલે રાજપદની મહત્તાનો તેને અનુભવ થવા લાગ્યો. તેની તૃષ્ણાની માત્રા ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતી ગઈ. ચારે બાજુએ આવેલાં વિશાળ જંગલો, ગામડાં, ડુંગરા, નદીઓ વગેરે હવેથી પોતાનાં જ છે, એમ તેને લાગવા માંડયું. તે પોતાને મહા પ્રતાપી રાજા સમજવા લાગ્યો. મોગલ સેના તેને જે કાંઇ અરજ કરતી તે તરત જ તે મંજુર કરતો. તે એમ સમજતો હતો કે, આ બધું હવે મારૂં છે અને આ લોક મારા રાજ્યમાં આવ્યા છે તો તેઓને કોઇ પણ પ્રકારના સુખની કમીના આવવી જોઇએ નહિ. તે કહેતો કે, "મોગલ સેના જ્યારે તેના દેશમાં પાછી જાય ત્યારે મેં તેની કરેલી ખાતરબરદાસ્ત તેમજ તેના પ્રત્યે બતાવેલી ઉદારતા વગેરેની તે

તારિફ કરે અને ત્રિપુરાનો રાજા કાંઈ જેવો તેવો નથી એમ કહે, એવું હું ઇચ્છું છું."

મોગલ સેના તરફથી કીર્તિલાભ મેળવવા નક્ષત્રરાય ઉત્સુક હતો. તે લોકો જ્યારે તેના વિષે મીઠી મધુરી વાતો કરતા ત્યારે તેને આનંદ થતો; એમ છતાં છેવટે કયાંક પણ પોતાની બદનામી થતી હશે કે કેમ એ વિષે નક્ષત્રરાયને બીક રહેતી.

રઘુપતિ વિસ્મિત થઇને બોલ્યો: "યુદ્ધની કાંઈ જ તૈયારી દેખાતી નથી!"

"તેઓ ભયભીત થઈ ગયેલા લાગે છે!" એમ કહીને નક્ષત્રરાય ખૂબ જોરથી હસવા લાગ્યો. હસવાનું કાંઈ ખાસ કારણ નથી એમ રઘુપતિને લાગ્યું તોપણ તે યે હસવામાં ભળ્યો.

નક્ષત્રરાયે કહ્યું: "નક્ષત્રરાય શાહી ફોજ લઈને આવ્યો, એ કાંઈ સાધારણ વાત નથી!"

"જોઈએ છીએ કે, હવે કોણ કોને હદ્દપાર કરે છે!"

"જેને મારે હદ્દપાર કરવો હશે તેને હદ્દપાર કરીશ; કેદ પણ કરીશ; અને ફાંસી પણ દઈશ, પણ ચોક્કસ હું શું કરીશ તેનો મેં નિર્ણય કર્યો નથી."

"મહારાજ, આપે એ સંબંધી વિચાર અત્યારથી કરવાની જરૂર નથી. ઘણો વખત બાકી પડ્યો છે. પણ મને બીક લાગે છે કે, કદાચ ગોવિંદમાણિક્ય યુદ્ધ કર્યા વિના આપણને પરાજીત કરશે!"

"એ કેવી રીતે?"

"ગોવિંદમાણિક્યે કદાચ પોતાની સેનાને કોઈ ઠેકાણે છુપાવી રાખી હોય, અને બહારથી ભ્રાતૃસ્નેહ દર્શાવીને આપને આલિંગન

પૂર્વક કહે કેઃ "ચાલ, મારા નાનાભાઈ, મારી સાથે ચાલ. હું તને શિરોપુરી ખવરાવું." તો આપ મહારાજ તુર્ત જ રૂદન કરતા કહેવાના કેઃ 'જેવી આપની આજ્ઞા. હું આ આવ્યો, એમાં ઢીલ શેની?" અને તરત જ આપ મહારાજ વાંકી મોજડીઓ પહેરીને ભાઈની પાછળ નીચી મૂડીએ એક વછેરાની માફક જવાના! અને બાદશાહની મોગલ સેના એ ખેલ જોઈને હસતી હસતી પાછી જવાની!"

રઘુપતિના મુખમાંથી આવાં પરિહાસજનક વેણુ સાંભળીને નક્ષત્રરાય ઘણો આકુળવ્યાકુળ થઈ ગયો. તેણે હસવાનો પ્રયત્ન કર્યો પણુ તેને હસવું આવ્યું નહિ! તે બોલ્યોઃ "જો તે મને નાનું છોકરૂં સમજતો હશે તો હું તેનાથી એવી રીતે ફસાઈ જઈશ નહિ!"

એજ દિવસે ગોવિંદમાણિક્યનો પત્ર લઈને એક દૂત નક્ષત્રરાયની છાવણીમાં આવ્યો. પત્ર રઘુપતિના હાથમાં આવ્યો અને તે ઉઘાડીને તેણે વાંચ્યો. રાજા ગોવિંદમાણિક્યે વિશેષ પ્રેમભાવ દાખવીને નક્ષત્ર-રાયને મળવાની ઇચ્છા પ્રકટ કરી હતી. રઘુપતિએ પત્ર નક્ષત્રરાયને આપ્યો નહિ. તેણે દૂતને કહ્યુંઃ "ગોવિંદમાણિક્યે આટલે બધે દૂર આવવાની જરૂર નથી. મહારાજ નક્ષત્રરાય પોતાની સેના અને તલવાર સહિત તેમને મળશે. આટલા થોડાક દિવસના વિરહથી જો તેઓ આટલા બધા અધીરા બની ગયા છે, તો આઠ વર્ષનો વિરહ તેમનાથી કેવી રીતે સહન થયો હોત?"

રઘુપતિએ નક્ષત્રરાય પાસે જઈને કહ્યુંઃ "ગોવિન્દમાણિક્યે પોતાના નાનાભાઈ ઉપર અત્યંત પ્રેમપૂર્ણ પત્ર લખી મોકલ્યો છે."

નક્ષત્રરાયે તિરસ્કારથી કહ્યુંઃ "અહો! શું ખરેખર પત્ર લખ્યો છે? ક્યાં છે તે?"

રઘુપતિએ કહ્યુંઃ "મહારાજને એ પત્ર આપવો મને ઉચિત

લાગ્યો નહિ એટલે મેં તે ફાડીને ફેંકી દીધો છે! અને દૂત સાથે કહેવરાવ્યું છે કે, યુદ્ધ સિવાય હવે બીજો કોઈ જ ઉત્તર નથી!"

નક્ષત્રરાય હસીને બોલ્યો: "યુદ્ધ સિવાય બીજો કોઈ જ ઉત્તર નથી એમ તમે કહેવરાવ્યું? ઠીક કર્યું. ગોવિંદમાણિક્ય આ ઉત્તર સાંભળીને વિચાર કરશે કે, મેં હદપાર કર્યો ત્યારે મારો નાનો ભાઈ સરળતાથી ગયો પણ હવે તેજ ભાઈ પાછો આવતી વખતે જબરદસ્ત બખેડો મચાવી રહ્યો છે!"

"હં...હવે જ તેને એમ લાગશે કે, મારો ભાઈ સામાન્ય આદમી નથી કે, ચાહે ત્યારે તેને હદપાર કરી શકાય અને ચાહે ત્યારે પાછો બોલાવી શકાય, પણ હવે તેની ઈચ્છાનો સવાલ જ ક્યાં રહે છે?"

નક્ષત્રરાય અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

## ૩૫

નક્ષત્રરાય તરફથી કઠોર ઉત્તર આવ્યો તેથી ગોવિંદ-માણિક્યને આઘાત થયો. બિલ્હન ઠાકુરને લાગ્યું કે, હવે મહારાજ યુદ્ધ માટે અસંમતિ દર્શાવશે નહિ; પણ ગોવિંદમાણિક્યે કહ્યું: "નક્ષત્રરાયે પોતે આવું કહેવરાવ્યું ન હોય! પુરોહિતે જ આવો જવાબ મોકલ્યો છે. નક્ષત્રના મુખમાંથી કદાપિ આવાં વેણ નીકળે નહિ!"

"ત્યારે મહારાજ હવે શો માર્ગ લેવા માગે છે?"

"નક્ષત્રરાય સાથે મને એકવાર મુલાકાત થાય, તો, આ બધો ઝઘડો, એ એક જ મુલાકાતમાં પતી જાય!"

"અને મુલાકાત ન થઈ તો?"

"હું આ રાજ્ય તજીને ચાલ્યો જઈશ!"

"ઠીક. હું પોતે એકવાર પ્રયત્ન કરી જોઉં છું" એમ કહીને બિલ્હન ઠાકુર જવા ઉપડ્યા. નક્ષત્રરાયની છાવણી પર્વત ઉપર હતી. છાવણીની ચારે બાજુ ભયંકર જંગલ હતું. વાંસ, નેતર અને જંગલી ઝાડોનાં ઝૂંડ તેની વચમાં આવેલાં હતાં. એમાંથી મહામુશ્કેલીએ

ઠાકુરે હાથી અને લશ્કરીઓનાં પગલાં શોધીને ખરો માર્ગ શોધી કાઢયો.

જ્યારે ભગવાન્ સૂર્યનારાયણ પર્વતના પશ્ચિમ ભાગમાં ઉતરતા હતા અને દિવસ થોડોક જ બાકી રહ્યો હતો ત્યારે સંન્યાસી પર્વત નજીક જઈ પહોંચ્યો. સૂર્યાસ્ત સમયનો અર્ધ અંધકાર અને વૃક્ષોની છાયા ભેગાં મળીને જંગલને સન્ધ્યાકાળનું સ્વરુપ આપી રહ્યાં હતાં. શીત ઋતુને અંગે ધરણી શીતળ લહરીઓથી છવાઈ ગઈ હતી. ચકલાંના સ્વરથી વન ગાજી ઉઠતું હતું.

ધીમે ધીમે નક્ષત્રરાયની છાવણી સમીપ સંન્યાસી પહોંચ્યો ત્યારે સૂર્યસ્ત થઈ ગયો હતો. પરંતુ પશ્ચિમ બાજુના આકાશમાં સહેજ સહેજ સુવર્ણરેખા હજીયે દેખાતી હતી. પશ્ચિમ બાજુએ આવેલાં જંગલ અને પર્વત ઉપર સુવર્ણરેખા પડવાથી તે સુવર્ણરંગી સ્થિર સમુદ્રની માફક દેખાતાં હતાં. મોગલસેના આવતી કાલે સવારે જ અહીંથી ઉપડી જવાની હોવાથી રઘુપતિ એક ટુકડી સહિત બીજા મુકામ માટેનું સ્થળ નક્કી કરવા ગયો હતો. તે હજી પાછો ફર્યો ન હતો. રઘુપતિની ગેરહાજરીમાં નક્ષત્રરાય પાસે કોઈને જવા દેવાની પરવાનગી નહતી પરંતુ બિલ્હન ઠાકુર સંન્યાસી હતા એટલે એમને કોઈએ રોકયા નહિ. ઠાકુર નક્ષત્રરાય સમીપ પહોંચી જઈને બોલ્યા; "મહારાજ ગોવિન્દમાણિકયે આપને બહુજ યાદ કર્યા છે અને આ પત્ર મોકલ્યો છે." થર્ થર્ કંપતે હાથે નક્ષત્રરાયે ઠાકુરના હાથમાંનો પત્ર લીધો. તે ઉઘાડતાં તેને ઘણી શરમ આવી, ઘણી બીક લાગી. રઘુપતિ જેટલો વખત ગોવિન્દમાણિકય અને નક્ષત્રરાયની વચ્ચે અડચણ રૂપ બનીને ઉભો રહેતો તેટલો વખત નક્ષત્રરાય નિશ્ચલ રહેતો; અને જાણે ગોવિન્દમાણિકયનો હાડવેરી હોય એવો લાગતો! પરંતુ ગોવિંદમાણિકયનો દૂત તેની સમક્ષ આવીને ઉભો રહ્યો ત્યારે તેની

નિશ્ચલતા તૂટી ગઈ, અને તે ઘણો લજ્જિત થઇ ગયો! તેના દિલમાં ખૂબ ધડભાંગ થવા લાગી. જો રઘુપતિ અહીં હોત તો આ દૂતને મારી પાસે તે આવવા દેત નહિ એમ તેને લાગ્યું. પરંતુ જ્યારે તે હાજર નથી અને દૂત આવ્યો જ છે ત્યારે પત્ર વાંચવો, એમ તેણે ઠરાવ્યું. તેણે પત્ર ઉઘાડયો. એમાં એવું એક વાકય પણ નહતું કે જેથી નક્ષત્રરાયને માઠું લાગે, કિંવા ઉદ્વેગ થાય. આવડું મોટું સૈન્ય લઇને નક્ષત્રરાય આવ્યો હતો પણ તે સંબંધી એક શબ્દ સરખો તે પત્રમાં નહોતો. બન્ને ભાઇઓ વચ્ચે પૂર્વે જે પ્રમાણે સ્નેહભાવ હતો તેજ હજી કાયમ છે, એમ તે વાંચતાં લાગતું હતું. આખાયે પત્રમાં ગાઢ પ્રેમ તરવરી આવતો હતો. સ્નેહ અને વિષાદ એ એમાંથી કઈ લાગણી એ પત્રમાં વિશેષ હતી, એ સ્પષ્ટ સમજી શકાતું નહતું. એમાંની પ્રેમની વિષાદયુક્ત વાતોએ નક્ષત્રરાયના હૃદય પર અસર કરી. વાંચતાં વાંચતાં એના ચહેરા ઉપરના ભાવ બદલાઈ ગયા. હૃદયમાં પાષાણનો જે પડદો હતો તેના ચૂરેચૂરા થઈ ગયા, અને તેનું સ્થાન ઉદાસીનતાએ લીધું. તેના હાથ કંપવા લાગ્યા, સાથે સાથે પત્ર પણ કંપવા લાગ્યો. નક્ષત્રરાયે કંઈક સમય પર્યંત તે પત્ર પોતાને મસ્તકે ચઢાવ્યો, ને અનેકવાર વાંચ્યો. એ પત્રમાં જે ભાવભર્યા આશીર્વાદ આપેલા હતા તે જાણે શીતલ ધારા હોય તેમ તેના સંતપ્ત હૃદયમાં શાંતિ પ્રસારી રહ્યા. વિચારમાં ડુબેલો નક્ષત્રરાય દૂર દૂર સાયંકાલીન સૂર્ય કે જે આકાશમાં ડૂબવાની તૈયારીમાં હતો તેની ક્ષીણ લાલિમા તરફ નિહાળી રહ્યો. એ દૂરની શ્યામલ પૃથ્વી, એ ચતુર્દિશ વ્યાપેલી સ્નિગ્ધ શાંતિમય સન્ધ્યા, અને શાંત સમુદ્ર પ્રમાણે વ્યાપેલી એ નિઃશબ્દતા નિહાળતાં એની આંખ અશ્રુપૂર્ણ બની ગઈ. એ અશ્રુબિન્દુનો શ્રાવ એના ગાલ પર થવા લાગ્યો. નક્ષત્રરાય એકાએક લજ્જા અને પશ્ચાત્તાપથી સચેત બન્યો. બન્ને હાથથી પોતાનું મોં ઢાંકી દઇને તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યોઃ "મને રાજ્યની ઈચ્છા નથી. મોટાભાઈ મારા અપરાધ ક્ષમા કરે છે. મને પોતાનાં ચરણમાં આશ્રય આપે છે. હવે મને ત્યાંથી કોણ દૂર કરી શકે તેમ છે?......"

બિલ્હન ઠાકુર કાંઈપણ બોલ્યા વિના મૂકતાથી બેઠા બેઠા આ સ્નિગ્ધ હૃદયના ભાવ સ્નેહભરી દૃષ્ટિથી નિહાળી રહ્યા હતા. જ્યારે નક્ષત્રરાયનો ઉભરો શાંત થયો ત્યારે ઠાકુરે કહ્યું: " ગોવિંદ માણિક્ય આપની રાહ જોઇને બેસી રહ્યા છે. આપ પધારો અને એમને મળો. હવે વિલંબ કરશો નહિ."

" શું ભાઈ મને ક્ષમા કરશે?"

" યુવરાજ પર તેઓશ્રી લગીરે નારાજ થયા નથી. રાત બહુ વીતી જશે તો રસ્તામાં ત્રાસ પડશે. એક અશ્વ પર સ્વાર થઈને પર્વત નીચે પધારો. ત્યાં મહારાજાનાં માણસો આપનું સન્માન કરવા ઉભાં છે."

" હું છાનોમાનો આવીશ. સેનાને આ વાતની ખબર આપવી ઉપયોગી નથી. હવે વિલંબ કરવાની જરૂર નથી. અહીંથી વહેલા જઈએ એજ બહેતર."

નક્ષત્રરાયે છાવણીના લોકોને કહ્યું: " હું પહાડ પર શિવજીની પૂજા કરવા માટે સંન્યાસીની સાથે જાઉં છું." અને ઘોડેસ્વાર થઈને તે સંન્યાસીની સાથે રવાના થયો. નોકરોએ તેની સાથે રહેવા ઇચ્છા દર્શાવી પણ તેણે મનાઈ કરી.

તે બન્ને જણા છાવણી બહાર નીકળ્યા ન નીકળ્યા એટલામાં ઘોડાના પગલાંના રવ સંભળાયા. જોતજોતામાં રઘુપતિ સેના સહિત આવી લાગ્યો! નક્ષત્રરાયને ખૂબ લજ્જા ઉપજી. નક્ષત્રરાયને બહાર જતો જોઈને રઘુપતિએ વિસ્મિત થઇને પૂછ્યું: " મહારાજ ક્યાં પધારે છે?"

નક્ષત્રરાય કાંઈ ઉત્તર દઈ શક્યો નહિ. બિલ્હન ઠાકુરે કહ્યું: " મહારાજ ગોવિંદમાણિક્યને મળવા પધારે છે."

રઘુપતિએ ભયંકર દૃષ્ટિપાતથી સંન્યાસીના મસ્તકથી તે ચરણુ સુધી નિહાળ્યા કર્યું ! તેનાં ભવાં વક્ર બન્યાં. આખરે તે બોલ્યોઃ “આજ આ વખતે મહારાજાને અમે જવા દઈ શકીએ નહિ; આટલી બધી ઉતાવળની શી જરૂર છે? આવતી કાલે સહવારે જઈ શકાશે. મહારાજાની પોતાની શી ઈચ્છા છે?” રઘુપતિ નક્ષત્રરાય તરફ, કઠોર દૃષ્ટિથી, નિહાળી રહ્યા. નક્ષત્રરાય જ્યાં હતો ત્યાં ઠંડોગાર બની ગયો! તે બહુ જ ધીમા સ્વરે બોલ્યોઃ “આજ રાત પડી ગઈ છે, આવતી કાલે સહવારે જઈશ.”

સંન્યાસી નિરાશ થયો. એ રાત તેણે છાવણીમાં ગાળી. ઉષા પ્રકટતાં નક્ષત્રરાય જવા તૈયાર થયો પણ પહેરેગીરોએ તેને રોક્યો નક્ષત્રરાયના તંબુની ચારે બાજુએ પહેરો હતો. ક્યાંયેથી તે જઈ શકે તેમ નહતો. બિલ્હન ઠાકુરે કંટાળીને રઘુપતિ પાસે જઈને કહ્યુંઃ “જવાનો સમય થઈ ગયો. યુવરાજને ખબર આપો.”

“મહારાજા આવશે નહિ.”

“હું એમને એકવાર મળીને પૂછી જોઉં.”

“તેમની મુલાકાત નહિ થાય એવું તેમણે કહેવરાવ્યું છે.”

“મહારાજ ગોવિંદમાણિક્યના પત્રનો ઉતર મળવો જોઈએ.”

“પત્રનો ઉત્તર અગાઉ અપાઈ ચૂકેલો છે.”

“હું એમના મુખેથી એ સાંભળવા ઇચ્છું છું.”

“એ શક્ય નથી. હું લાચાર છું!”

વ્યર્થ વિવાદની કિંવા વેળા વીતાડવાની ઠાકુરને આવશ્યકતા લાગી નહિ. જતાં જતાં તેણે રઘુપતિને કહ્યુંઃ “સર્વનાશ કરવાની તારી ઈચ્છા છે? એ બ્રાહ્મણનું કાર્ય નથી!”

યતિના શબ્દોથી ડરી જાય એવા પોચા કાળજાવાળો રઘુપતિ નહતો.

૩૬

નક્ષત્રરાયની છાવણીમાંથી બિલ્હન ઠાકુર ત્રિપુરામાં પાછા આવ્યા; તે વખતે જોયું કે, મહારાજાએ કૂકી સેનાને પુષ્કળ દ્રવ્ય આપીને પાછી વાળી છે! લડાઈને વિલંબ થતો હતો, એવું જોઈને એ લોકોએ દેશમાં જ્યાં ત્યાં ઉપદ્રવ કરવાની શરૂઆત કરી હતી. ત્રિપુરાની સેના પણ મહારાજાની આજ્ઞા પ્રમાણે વિખરાઈને જતી રહી. યુદ્ધની કશી જ તૈયારી બિલ્હન ઠાકુરે જોઈ નહીં તેથી તે આકુળવ્યાકુળ થઈ ગયા. બિલ્હન ઠાકુરે બધો વૃત્તાંત મહારાજાને કહ્યો. મહારાજાએ કહ્યું: "હવે હું ત્રિપુરામાંથી વિદાય થવા માગું છું, કે જેથી નક્ષત્રને ત્રિપુરાનું રાજ્ય સહેલાઈથી મળે."

"આપ અસહાય પ્રજાને બીજા હાથમાં સોંપીને નાસી જવા ઇચ્છો છો! આ પ્રમાણે જતા રહેવાની સલાહ, પ્રસન્ન ચિત્તથી કોઈ

પણ આપશે નહિ! માતા પોતાનાં બાળકને શોકયના હાથમાં સોંપીને નિશ્ચિંત થવાનું કહે, એ કદી સંભવિત ગણાય છે કે?"

"તમારૂં કથન મારા કાળજામાં ભોંકાય છે. પણ ક્ષમા કરો. મને હવે કાંઈ જ કહેશો નહિ. મને મારા સિદ્ધાંતથી વિચલિત કરવાનો પ્રયત્ન કરશો નહિ. તમને ખબર છે કે, હું રક્તપાત થવા દઈશ નહિ, એવી મેં પ્રતિજ્ઞા કરેલી છે. એ પ્રતિજ્ઞાનો ભંગ કરવા હું તૈયાર નથી!"

ત્યારે મહારાજા હવે શું કરવા ઈચ્છે છે?"

"હું ધ્રુવને લઈ ને વનમાં જઈશ. મારૂં આયુષ્ય અર્ધું વીતી ચૂકયું છે. જે જે કામ મેં કરવા ધાર્યાં હતાં તેમાંથી કાંઈ જ મારા હાથે થઈ શકયાં નથી. આયુષ્યનો જેટલો ભાગ વીતી ગયો તે કાંઈ પાછો આવનાર નથી. ભાવિએ મને તીરની માફક વીંધી નાખ્યો છે. એકવાર લક્ષ્યથી ભ્રષ્ટ થવાય છે ત્યારે હઝારો ઉપાય કર્યા છતાંય લક્ષ્યનું પુનઃ સંધાન થઈ શકતું નથી. એટલે જ આયુષ્યના પ્રારંભમાં જે લક્ષ્યભ્રષ્ટ થયો તે હવે કરોડો યત્ન કરે, ચાહે તેટલો શ્રમ કરે કે શોધ કરે તોપણ લક્ષ્યસ્થાને જઈ શકે નહિ. જે વખતે સાવધાનીથી હું મારૂં રક્ષણ કરી શકું એવી સ્થિતિમાં હતો તે વખતે હું નિષ્કાળજીથી અચેતન હાલતમાં પડી રહ્યો; અને હવે જ્યારે ડૂબવાની તૈયારીમાં છું ત્યારે મને ભાન આવ્યું છે! સમુદ્રમાં ડૂબવા માંડેલાને જેમ એક તરણાનો આધાર પણ પ્રિય લાગે છે તેમ આજે હું ધ્રુવનો આધાર લેવા ઈચ્છું છું. ધ્રુવની સહાયથી હું પેલે પાર પહોંચીશ. મેં પહેલેથી જ તેને મનુષ્યત્વમાં લાવવા પ્રયત્ન કરેલા છે અને તેની સંગાથે રહીને ઈચ્છિત પાર પાડીશ તેમજ મનુષ્યજન્મનું સાર્થકય કરી લઈશ. પરમહંસજી, હું અદ્યાપિપર્યંત મનુષ્ય કહેવરાવવા માટે

અયોગ્ય નીવડયો છું; તો, હું રાજા તરીકે રહીને શું કરી શકવાનો હતો ? ”

મહારાજાએ અંતિમ વાકય ભારે આવેશથી ઉચ્ચાર્યું. એ સાંભળીને ધ્રુવ તેમના ખોળામાં બેસી ગયો અને બોલવા લાગ્યોઃ

“ હું લાજા ! હું લાજા ! ”

બિલ્હન ઠાકુરે હસીને ધ્રુવને ઉચકી લીધો અને કેડે બેસાડીને તેના તરફ નજર રાખતાં મહારાજાને કહ્યું : “ વનમાં જઈને શું મનુષ્ય, મનુષ્યત્વનો લાભ લઈ શકે છે ? વનમાં રહેનારની ગણુના બહુ બહુ તો વનચર પ્રમાણે જ થાય. મનુષ્ય સુધરી શકે છે મનુષ્ય–સમાજમાં જ. ”

“ વનમાં જવાની મારી ઇચ્છા એટલા માટે છે કે, કેટલાક દિવસ સુધી જન સમાજથી દૂર રહીને મનને શાંત કરવું. જન સમાજનો સંબંધ હું કાયમને માટે છોડવા ઇચ્છતો નથી. પણ થોડોક કાલ, એમ કરવું મને ઠીક લાગે છે. ”

આ બાજુ, નક્ષત્રરાય સેના સહિત રાજ્યધાની સમીપ આવી પહોંચ્યો. પ્રજાનાં અન્ન અને ધન લૂંટાવા લાગ્યાં. નક્ષત્રરાય પ્રજાને પીડતો હતો તોપણુ પ્રજા તેનો સર્વ દોષ ગોવિંદમાણિકય ઉપર ઢોળતી હતી !

મહારાજાએ રઘુપતિને એકવાર પોતાની મુલાકાતે બોલાવ્યો. રઘુપતિ આવ્યો. રાજાએ કહ્યું : “ પ્રજાને નિરર્થક શા માટે સંતાપો છો ? હું નક્ષત્રરાય માટે આ રાજ્યનો ત્યાગ કરી જાઉં છું. મોગલ સેનાને પાછી વાળો. ”

રઘુપતિ બોલ્યો : " જેવી આપની આજ્ઞા. આપ જે વખતે રાજધાની છોડીને જશો તે વખતે જ મોગલ સેનાને પાછી જવા પરવાનગી આપીશ. ત્રિપુરા લૂંટાવવી, એવી મારી ઇચ્છા નથી. "

તેજ દિવસે ત્રિપુરાનો ત્યાગ કરીને અન્યત્ર જવા મહારાજાએ પ્રવૃત્તિ આદરી. તેમણે રાજવેષ ઉતારી નાંખ્યો; અને કાષાયવેષ ધારણ કર્યો. તેમણે નક્ષત્રરાયને ઘણા આશીર્વાદ સાથે એક પત્ર લખ્યો. તેમાં રાજાનાં કર્ત્તવ્ય વિષે ઘણી શિખામણો લખી. છેવટે ધ્રુવને પોતાના અંકમાં બેસાડીને તેમણે પૂછ્યું : " વત્સ ધ્રુવ, તું મારી સાથે વનમાં આવીશ કે ? "

ધ્રુવ તત્કાળ તેમને કંઠે વળગી પડ્યો અને બોલ્યો : " હા, આવી છ. "

એ વખતે રાજાને એકાએક યાદ આવ્યું કે, ધ્રુવને લઈ જવાની બાબતમાં કેદારશ્વરને પૂછવું જોઈ એ. આથી તેમણે તેને બોલાવ્યો. અને કહ્યું : " તમે સંમતિ આપો તો ધ્રુવને વનમાં મારી સાથે લઈ જાઉં. "

ધ્રુવ રાત દિવસ રાજા સાથે રહેતો હતો. તેના કાકા કેદારેશ્વર સાથે તેને વધુ પરિચય નહતો; એટલે ધ્રુવને લઈ જવાની તેનો કાકો મના કરશે નહિ એમ રાજાનું માનવું હતું પણ રાજાની સૂચના સાંભળતાં જ કેદારેશ્વર બોલ્યો : " મહારાજ, એવી સંમતિ મારાથી શા રીતે અપાય ? "

જાણે મસ્તકપર વજ્રનો આઘાત થયો હોય એવી ગોવિંદમાણિક્યની સ્થિતિ થઈ ગઈ ! થોડીવાર સ્તબ્ધ રહ્યા પછી તેમણે કહ્યું : " કેદારેશ્વર, તમે પણ મારી સાથે ચાલો. "

કેદારેશ્વરે જવાબ દીધો: "ના, મહારાજ, જંગલમાં જઈને વસવું મને મુદ્દલે પસંદ નથી!"

રાજાએ અધીરતાથી કહ્યું: "ના, હું જંગલમાં રહેવાનો નથી. હું મારી સાથે પુષ્કળ ધન લઈ જઈશ; નોકર ચાકર લઈ જઈશ; અને વસતિ વાળા પ્રદેશમાં રહીશ."

"હું આ દેશ છોડવા માગતો નથી."

હવે કેદારેશ્વરને વિશેષ કાંઈ પૂછવામાં માલ નથી, એમ મહારાજાને લાગ્યું. એમણે એક દીર્ઘ ઉચ્છ્વાસ ભર્યો. એમની સર્વ આશાઓ માટીમાં મળી ગઈ!—એક પળમાં જાણે પૃથ્વી ઉલટસુલટ થઈ ગઈ!

નજીકમાં જ ધ્રુવ આનંદથી રમતો હતો. મહારાજ બહુ વાર સુધી તેના તરફ ટીકી રહ્યા. ધ્રુવે મહારાજાને કહ્યું: "તમે મારી છાથે લમો." રાજાનું હૃદય પાણી પાણી થઈ ગયું—એ પાણી જાણે અશ્રુ રૂપે આંખ વાટે બહાર નીકળવા લાગ્યું! અતિ કષ્ટથી આંસુ રોકીને, ભગ્ન હૃદયે, રાજાએ કેદારેશ્વરને કહ્યું: "વારુ; ધ્રુવને અહીંજ રહેવા દ્યો. હું એકલો જ જઈશ." જીવનના અવશેષ રૂપ કાળમાંથી એક ઘણો મોટો ભાગ – કંટકપૂર્ણ ભાગ – વિદ્યુતિ પેરે નેત્ર સમક્ષ ચમકીને ક્ષણમાં જ લુપ્ત થઈ ગયો હોય, એમ રાજાને લાગ્યું!

ધ્રુવનાં રમકડાં ફેંકી દઈને કેદારેશ્વરે તેને કહ્યું: "ચાલ, મારી સાથે!" તેણે તેનો હાથ પકડ્યો અને તેને ખેંચી જવા માંડ્યો. ધ્રુવ રોતો કહેવા લાગ્યો: "ના આ...આ..."

મહારાજા રોમાંચિત બનીને ધ્રુવ તરફ જોઈ રહ્યા. ધ્રુવ તેમની પાસે દોડી આવ્યો. તેણે રાજાની છાતીમાં પોતાનું માથું લપાવ્યું.

મહારાજાએ ધ્રુવને છાતી સરસો ચાંપ્યો. એ વખતે એમનું વિશાલ હૃદય જાણે ફાટી જતું હતું ! પણ ધ્રુવના નાનાશા હૃદયે એ સંતપ્ત હૃદયને શાંત કર્યું. ધ્રુવને છાતી સરસો રાખીને મહારાજા દીવાન-ખંડમાં અહીં તહીં ફરવા લાગ્યા. તેમના સ્કંધ પર પોતાનું મસ્તક રાખીને ધ્રુવ શાંત ભાવે પડી રહ્યો. એ સ્થિતિમાં તે ઉંઘી ગયો. મહારાજાએ હળવે રહીને ઉંઘતા ધ્રુવને કેદારેશ્વરના હાથમાં સોંપ્યો અને પોતે રાજમહેલ બહાર નીકળી પડ્યા !

## ૩૭

નક્ષત્રરાયે સેના સહિત ત્રિપુરાના કિલ્લામાં પૂર્વ દ્વારમાંથી પ્રવેશ કર્યો. બીજી બાજુ પશ્ચિમ દ્વારમાંથી ગોવિંદમાણિક્ય વિદાય થયા. તેમણે પોતાની સાથે થોડુંક ધન અને બે-ચાર નોકરોને પણ લીધા. નગરનાં નરનાર આનંદિત થઈને સ્થલે સ્થલે એકઠાં થતાં અને મંગલ વાદ્યંત્ર વગાડતાં નક્ષત્રરાયનો જયજયકાર ઉચ્ચારવા લાગ્યાં. બીજી બાજુ, નગર તજી જતા ગોવિંદમાણિક્યનો ઘોડો જે રસ્તેથી જવા લાગ્યો તે રસ્તે તેમનું માનસન્માન કરવાની કોઈને જરૂર લાગી નહિ; એટલું જ નહિ પણ કેટલાંક ઘરમાંથી તો સ્ત્રીઓ બહાર નીકળીને તેમને ગાળો દેવા લાગી! તે સ્ત્રીઓ એમજ માની બેઠી હતી કે, આ રાજાનાં પાપથી જ અમારાં ઘરમાં આજ દાણો-પાણી રહ્યાં નથી. અનાજ મોંઘું થયું છે અને અમારાં બાલકોને ઉપવાસી રહેવું પડે છે તેનું કારણ આ રાજાનાં પાપ જ છે! રાજાએ જે ગરીબ કંગાલ વૃદ્ધોને ભયંકર દુષ્કાળની આપત્તિમાં અન્ન આપ્યાં હતાં, જેમને જાતે આશ્વાસન દીધાં હતાં, તેજ વૃદ્ધો અત્યારે તેના તરફ પોતાના દુર્બલ હાથ લાંબા કરીને કટુ શબ્દોની ઝડીઓ મોંમાંથી

વરસાવતા હતા ! માતાઓ અને મોટેરાંની શીખવણીથી બાલકો પણ રાજાના માર્ગમાં ઉભાં રહીને, તાળીઓ બજાવીને તેમની હાંસી કરતાં હતાં !

એમાંથી કોઈજ બાબત તરફ ધ્યાન નહિ આપતાં રાજાએ આગળ ને આગળ પ્રયાણ કર્યું. એક ખેડુત પોતાના ખેતરમાંથી ઘર તરફ પાછો ફરતો હતો. તેણે રાજાને જોઈને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં. રાજાનું હૃદય દ્રવ્યું. લગામ ખેંચીને તેમણે ઘોડાને થંભાવ્યો અને તે ખેડુતને પૂછ્યું: "ભાઈ, મને અહીંથી જવાની અનુમતિ આપ!" રાજાની આ સ્થિતિ જોઈ ને એ ખેડુતને બહુ દુ:ખ થયું. જે પ્રજાને રાજાએ સંતાનવત્ ગણી હતી તેમાંથી આ એક જ ખેડુતે તેમને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં અને અતિશય દુ:ખથી તેણે તેમને વિદાય આપી. રાજાની પાછળ થોકબંધ છોકરાં તાળીઓ પાડીને હાંસી કરી રહ્યાં હતાં. એ જોઈ ને એ ખેડુતને ક્રોધ ચઢ્યો. તેણે તે સર્વને ધમકાવીને નસાડી મૂક્યાં. છેવટે રસ્તામાં જે બાજુએ કેદારેશ્વરનું ઘર હતું. ત્યાં તે રાજાને લઈ ગયો. રાજાએ મોં પાછું વાળીને જોયું તો સૂર્ય ક્ષિતિજ ઉપર થોડો થોડો દેખાતો હતો.

શરદ્ ઋતુ હતી. ઠંડી પડતી હતી. સૂર્યકિરણ ધીમે ધીમે પ્રસરતાં હતાં. કેદારેશ્વરનું મકાન જોઈ ને રાજાને પૂર્વ કાલ યાદ આવ્યો. અષાડ માસમાં વર્ષા ઋતુનો તે એક દિન હતો. તે વખતે વરસાદ પડતો હતો. બીજના ક્ષીણ ચંદ્રની પેઠે બાલિકા આનંદી બેહોશ હાલતમાં આ જ મકાનમાં એક ઓરડામાં પડેલી હતી. બાલક ધ્રુવને તેની બહેનની સ્થિતિની સમજ પડતી ન હતી. બહેનની સાડીના એક છેડામાં પોતાનું નાનું શું મસ્તક નાખીને તે આમતેમ જોતો હતો; પોતાના નાનકડા હાથ બહેનના શરીર ઉપર ફેરવતો હતો. રાજાને એ બધી ઘટનાઓનું પુનઃ સ્મરણ થયું. જાણે આજનો પ્રાતઃકાલ, આષાઢ માસના એ મેઘભરિત પ્રાતઃકાલમાં છુપાઈ ગયો

હોય એવો ભાસ રાજાને થયો. રાજા મનમાં બોલ્યા: "જે અદૃષ્ટ આજ મને રાજ્યચ્યુત બનાવીને અને અપમાનિત કરીને ઘર બહાર ઘસડી જાય છે તેજ અદૃષ્ટ આ નાનકડા ઘરના દ્વારમાં મારી રાહ જોતું ઉભું હતું! આ સ્થલે એ જ અદૃષ્ટની પહેલવારકી મુલાકાત થઈ હતી!"

વિમનસ્ક સ્થિતિમાં એ ઘરનાં દ્વાર સમીપ રાજા ઉભા રહ્યા. નોકરો સિવાય, એ વખતે, ત્યાં બીજું, કોઈ નહોતું. જે છોકરાં રાજાની ઠઠ્ઠા મશ્કરી કરતાં તેમને ખેડુતે કાઢી મૂકયાં હતાં. પણ તે ખેડુત ગયો એટલે પાછાં તે છોકરાં ત્યાં આવ્યાં અને રાજાને ઘેરી વળ્યાં! એમના શોરબકોરથી રાજાએ નિસાસો નાંખ્યો અને ધીમે ધીમે ચાલવા માંડયું. એવામાં એક સુમધુર પરિચિત સ્વર રાજાને કર્ણે અથડાયો. એમણે જોયું કે, એ સ્વર ુવનો હતો! પોતાના બન્ને કોમળ કર લાંબા કરીને તે રાજાની તરફ દોડતો આવતો હતો!

કેદારેશ્વર ઘરમાં નહતો. નવા રાજા પ્રત્યે તે પોતાની ભક્તિ દાખવવા ગયો હતો. ઘરમાં ફક્ત એક વૃદ્ધ નોકરડી હતી. ગોવિંદ-માણિકય તરત જ ઘોડા ઉપરથી ઉતરી પડયા. ધ્રુવે તેમનાં વસ્ત્રમાં પોતાનું વદન છુપાવ્યું અને પહેલાંની પેઠે જ કહ્યું: "હું તકતક પલ બેછી છ!" રાજાએ તેને ઘોડા પર બેસાડયો. ઘોડા પર બેસતાં જ પોતાના બાહુદ્વયથી તે રાજાને કંઠે વળગી પડયો પણ રાજાના સ્વભાવમાં ફરક પડયો હતો એવું ધ્રુવને લાગ્યું. તે વિચાર કરવા લાગ્યો કે, આનું કારણ શું? ગાઢ નિદ્રામાં પડેલા માણસને જાગૃત કરવાને જે પ્રમાણે લોકો પ્રયત્ન કરે છે તે પ્રમાણે ધ્રુવ પણ, પહેલાંની પેઠે, રાજાને હસાવવા પ્રયત્ન કરવા લાગ્યો પણ એમાં એને નિષ્ફળતા મળી! ધ્રુવ મોંમાં આંગળી ઘાલીને ચૂપચાપ રાજા તરફ જોઈ રહ્યો. છેવટે વિવશ બનીને રાજાએ કહ્યું: "બાલુડા, હું હવે જાઉં છું." ધ્રુવે કહ્યું: "હું પન આવું છું."

"તું ક્યાં આવીશ? તારા કાકા પાસે જ રહે."

"ના. હું તમાલી છાથે આવી છ."

એ વખતે વૃદ્ધ નોકરડી બબડતી ફફડતી ઘરમાંથી બહાર આવી અને ધ્રુવનો હાથ ઝાલીને મોટેથી બોલી: "ઘરમાં ચાલ."

ધ્રુવ ભયભીત બન્યો. તે રાજાને કંઠે બાઝી પડયો. પોતાનું મોં .તેણે રાજાના હૃદય પર લપાવ્યું. રાજા વિચારવા લાગ્યાઃ "હૃદયની પ્રાણરક્ષક નાડીઓ તોડી શકાય છે. પણ બે કોમલ હાથનાં બંધન તોડી શકાતાં નથી! પણ હા! આજ તે યે તોડવાં પડશે!"

રાજાએ ધીમે ધીમે ધ્રુવના બે હાથ પોતાનાથી દૂર કર્યા અને તેને નોકરડીને સ્વાધીન કર્યો. ધ્રુવ રૂદન કરતો અને હાથ ઉંચા કરતો કહેવા લાગ્યોઃ "હું પન આવું છું."રાજા તુર્તજ ઘોડેસ્વાર થયા અને આસપાસ ક્યાંયે ન જોતાં ઘોડાને તેમણે જોરથી દોડાવી મૂક્યો. પરંતુ જેમ જેમ તે દૂર જવા લાગ્યા તેમ તેમ જાણે ધ્રુવનો રૂદનસ્વર તેમને કાને પડતો હતો અને "હું પન આવું છું" એમ તે કહ્યા કરતો હતો, એવું રાજાને લાગ્યા કર્યું! રાજાનાં નેત્રમાંથી અશ્રુ વહી રહ્યાં. એમને રસ્તો જડયો નહિ. જાણે સૂર્યનો બધો પ્રકાશ અને આખુંયે જગત અશ્રુજલમાં ડૂબી ગયાં છે, એવું રાજાને લાગ્યું! ઘોડાને ચાહે તે માર્ગે જવા તેમણે લગામ છૂટી મૂકી દીધી.

રાજાના માર્ગમાં મોગલ સેનાની એક ટુકડી આવતી હતી. રાજા તરફ જોઇને તે તેમની હાંસી કરવા લાગી. રાજાની રાજસભાનો એક સભાસદ ઘોડા પર બેસીને ક્યાંક જતો હતો. તેણે એ દૃશ્ય જોયું. તે રાજા સમીપ આવ્યો અને બોલ્યોઃ "મહારાજ, આ અપમાન મારાથી સહન થતું નથી. મહારાજની હીન દશા જોઈને આ લોકો ચેષ્ટા કરે છે! મહારાજ, આપ મારી તલવાર લ્યો અને મારી પાઘડી

પહેરો. અથવા તો થોભો, મહારાજ, હું મારાં માણસોને બોલાવી લાવું છું અને આ નરાધમોને શિક્ષા કરૂં છું."

રાજાએ શાંતિથી કહ્યું: "ના. નયનરાય, મને હવે તમારી એ ચીજો નહિ જોઇએ. એ લોક મારૂં અપમાન આથી પણ વધારે કરે તો તે સહન કરવા હું તૈયાર છું. મારા હાથમાં નગ્ન તલવાર લઇને એ લોકોનો સામનો કરવા મારી ઇચ્છા નથી. જગતના સર્વસામાન્ય લોકો મારી પેઠે પોતાના ખરાબ વખતમાં માનઅપમાન અને સુખ દુઃખ, જે કાંઇ આવે તે, સહન કરે છે. તે પ્રમાણે જ હું યે જગદીશ્વરના ભરૂસા પર સહનશીલતા ધારણ કરીશ. જુઓ, નયનરાય, મારો ભાઈ મારી સામે શત્રુતા કરી રહ્યો છે; આશ્રિતો કૃતઘ્નતા કરી રહ્યા છે; તેમ, જે લોકો મારી સમક્ષ પોતાનાં મસ્તક નમાવતા તેઓ મારા તરફ ક્રોધભરી દૃષ્ટિથી જુએ છે. એ બધું મને અસહ્ય લાગે તોપણ અત્યારે તો મારે સહન કરવું જોઇએ. મને એમાં જ સુખ લાગે છે. જેઓ મારા હિતૈષી છે, તેઓથી હું પરિચિત છું. નયનરાય, તમે પાછા જાઓ. નક્ષત્રરાયનું આદરપૂર્વક સન્માન કરો. જેવી રીતે તમે મારા પ્રત્યે માન રાખતા હતા તેવી રીતે તેની સાથે વર્તજો. તમે સર્વે જણ મળીને નક્ષત્રરાયને સન્માર્ગે વાળજો અને પ્રજાનું સંરક્ષણ ઉત્તમ પ્રકારે કરજો. તમારી પાસેથી વિદાય થતાં હું તમને આ અંતિમ પ્રાર્થના કરૂં છું. તમે કદી ભૂલથી મારી અને તેની તુલના કરીને તેનું અપમાન કરશો નહિ. હવે હું વિદાય થઇશ." રાજા એમ કહીને ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. સભાસદ તેમને પ્રણામ કહીને પાછો વાળ્યો.

રાજા ગોમતીતટે પોતાની પ્રિય ટેકરી નજીક પહોંચ્યા. તે વખતે બિલ્હન ઠાકુર જંગલમાંથી બહાર નીકળી તેમની સમક્ષ આવીને ઉભા રહ્યા. પોતાના બંને હાથથી રાજાને પ્રણામ કરતાં ઠાકુરે કહ્યું: "મહારાજનો જય થાઓ."

ઘોડા પરથી નીચે ઉતરીને રાજાએ ઠાકુરને પ્રણામ કર્યા. બિલ્હન ઠાકુરે કહ્યું: "હું વિદાય માગવા આપની પાસે આવ્યો છું"

રાજા: "કેમ વારૂ ? તમે નક્ષત્રરાય પાસે રહીને તેને યોગ્ય સલાહ આપજો અને રાજ્યનું હિત કરજો."

"ના. ના. જ્યાં આપ રાજા નહિ ત્યાં રહેવું વ્યર્થ છે. અહીં રહીને હું કશું કરી શકું તેમ નથી."

"તો તમે બીજે ક્યાં જશો ? અથવા, મારા ઉપર તમે દયા ન કરો ? તમને જોઉં છું ને મારા દુર્બલ હૃદયમાં બલનો સંચાર થાય છે."

"હવે આપને મારૂં શું પ્રયોજન છે ? હું આપની તહેનાતમાં હોઉં કે નહિ પરંતુ આપના પ્રત્યે મારી પ્રેમભરી દૃઢ ભક્તિ રહેશે, એ વિષે આપ ખાત્રી રાખશો. આપની સાથે વનમાં આવીને મારાથી કોના ઉપર કઇ જાતના ઉપકાર થઈ શકે તેમ છે ?"

રાજા કોમલ સ્વરે બોલ્યા: "તો મને આગળ જવાની આજ્ઞા આપો."

રાજાએ ઠાકુરને પ્રણામ કર્યા. અને બંને જણુ પોતપોતાને માર્ગે સામસામી દિશામાં ગયા.

છત્રમાણિક્ય નામ ધારણ કરીને નક્ષત્રરાય ત્રિપુરામાં ભારે મોટા ઠાઠમાઠ સહિત રાજસિંહાસને વિરાજીત થયો. ખજાનામાં કાંઈ બહુ નાણાં સિલ્લક નહતાં એટલે પ્રજાનું જેટલું ધન મળી શક્યું તેટલું મેળવીને મોગલસેનાને ખુશ કરીને તેણે વિદાય દીધી હતી. છત્રમાણિક્ય સહિત ત્રિપુરામાં દારૂણ દુષ્કાળ અને દુઃસહ દરિદ્રતા પણ રાજશાસન કરવા લાગ્યાં! ચારે દિશામાં પ્રજા રૂદન કરતી હતી. હાયપીટ કરતી હતી. શાપ આપતી હતી.

જે આસનપર ગોવિંદમાણિક્ય બેસતા, જે પલંગ પર ગોવિંદ-માણિક્ય સૂતા, તે છત્રમાણિક્યે દૂર કર્યાં. ગોવિંદમાણિક્યનાં પ્રિય માણસોનું તેણે અપમાન કરવા માંડ્યું. ગોવિંદમાણિક્યના નોકરોને છત્રમાણિક્યે તિરસ્કારથી કાઢી મૂક્યા. જ્યાં જ્યાં ગોવિંદમાણિક્ય વિષે ચર્ચા થતી સંભળાતી ત્યાં ઉભો રહીને તે કાન માંડીને સાંભળતો. ... છત્રમાણિક્યને એમ લાગતું કે, લોક ખસૂસ કરીને મને માન આપતા નથી તો તેઓને તે શિક્ષા કરતો. વગર સમજ્યે તે કોઇ ને કોઇની સાથે મિજાજ ગુમાવી દેતો. સભાસદો તેનાથી બીતા હતા.

તેથી તેની સાથે બોલવાનું સાહસ કરતા નહોતા. છત્રમાણિક્ય રાજકાજમાં કાંઈ સમજતો નહોતો. તેને કોઈ સારી સલાહ આપવા તત્પર થતું તો તે તેના તરફ ક્રોધિત થઈને ફુંફાડો મારતો: "શું હું આટલુંયે સમજતો નથી? તમે તો જાણે મને કેવળ મૂર્ખ જ ઠરાવી બેસાડયો લાગે છે!" સલાહ આપનારાઓ, આથી, મસ્તક નમાવીને બાજુએ જઈ બેસતા. છત્રમાણિક્ય મનમાં એમ સમજતો કે, લોકો મને રાજ્યગાદી માટે નાલાયક ગણે છે! તેઓ મને ગાદીનો પહેરેગીર સમજે છે! આથી જ તેઓ મારી ઉપેક્ષા કરે છે! આ સમજને લીધે તે કોઈની વાત નહીં સાંભળતાં પોતાને જેમ યોગ્ય લાગતું તેમ પ્રત્યેક કાર્ય કરતો. જેને નોકરીમાં રાખવો એમ તેના મનમાં ઠસી ગયું હોય તેને રાખતો; જેને કાઢી મૂકવો ઉચિત છે એમ માનતો તેને કાઢી મૂકતો. આમાં અયોગ્ય એવાઓ નોકર થઈ પડયા. અને જેમને ઘેર બેસાડવા ઉચિત ન હતા તેમને તેણે ઘેર બેસાડયા. નજીવા અપરાધ માટે તે કોઈનો ભારે દંડ કરી બેસતો અને ભારે અપરાધ વાળાને કમી શિક્ષા કરતો. એના આવા અનુચિત વ્યવહારથી પ્રજા કંટાળી ગઈ. પ્રજામાં ભૂખનું દુઃખ વધી પડયું હતું ત્યારે નક્ષત્રરાય નિત્ય નવા નવા ઉત્સવ ઉજવતો! એ ઉત્સવોની કદી સમાપ્તિ થતી જ ન હતી! હરદમ નાચ ગાયન અને મિજબાનીઓ ચાલુ રહેતાં! રાજ્યના નોકરો એમાં જ હાજરી આપવામાં રોકાયલા રહેતા! અત્યાર અગાઉ ત્રિપુરાના કોઈ પણ રાજાએ આ પ્રમાણે રાજત્વનાં પિચ્છ ઉભાં કરીને મયૂરની પેઠે નાચ કર્યા ન હતા!

ચોમેર પ્રજામાં અપ્રસન્નતા વધી ગઈ. છત્રમાણિક્ય અગાઉના કરતાં પણ વધારે સંતપ્ત રહેવા લાગ્યો. રાજા પ્રત્યે પ્રજાની ભક્તિ નથી. આથી તેણે અનેક પ્રકારે પ્રજા ઉપર જુલ્મ ગુજારવાનો પ્રારંભ કર્યો. એના જુલ્મથી પ્રજાનાં મોં બંધ પડયાં અને આખા રાજ્યમાં જાણે ઘોર નિઃશબ્દ રાત્રિ પડી હોય એવી વસ્તુસ્થિતિ થઈ રહી.

એક વખતનો શાંત સ્વભાવનો નક્ષત્રરાય છત્રમાણિક્ય નામ ધારણ કરીને રાજ્યસિંહાસને બેસતાં આ પ્રમાણે અત્યાચાર ગુજારે, એમાં આશ્ચર્ય ન હોતું. દુર્બલ હૃદયનાં મનુષ્યોને જ્યારે પ્રભુત્વ મળે છે ત્યારે તેઓ આવા પ્રકારે ઉન્મત્ત જ બને છે! તેઓ સ્વેચ્છાચારી બની જાય છે! આવા દુર્બલહૃદયી રાજાઓના દુરાચારથી અનેકવાર પ્રજાઓએ કષ્ટ સોષ્યાં છે.

રઘુપતિનો ઉદ્દેશ સફલ થયો. તેના હૃદયમાં વેર લેવાની જે દુષ્ટ વાસના પ્રબલ બનેલી હતી, તેનું હવે અસ્તિત્વ રહ્યું નહીં. જે કાર્યમાં તેણે હાથ નાંખ્યો હતો, તે હવે પૂરું થયું હતું. એટલે પ્રતિહિંસાના ભાવ તેના મનમાંથી દૂર થવા લાગ્યા. અનેક કપટકૌશલ્યથી તેણે સર્વ વિઘ્નો દૂર કરીને પ્રબલ કાર્યની સિદ્ધિ કરી હતી. પરિણામે, તેને ઘણો આનંદ થયો. એને લાગ્યું કે, ખરેખર સંસારમાં આ સિવાય બીજું આનંદદાયક શું હોય કે, આપણે જે વેર લેવા ઇચ્છીએ તે વેર પરિતૃપ્ત થાય!

રઘુપતિએ મંદિરમાં જઈને જોયું તો, તેને ત્યાં કોઈ વ્યક્તિ દેખાઈ નહિ. રઘુપતિ સારી પેઠે જાણતો હતો કે, જયસિંહ હવે આ જગતમાં જીવિત નથી એમ છતાં તેને એક બે વાર એમ લાગ્યું કે, જયસિંહ મંદિરમાં છે! વળી તેની સ્મૃતિ તાજી થઈ અને જયસિંહ નથી, એમ તેને ખ્યાલ આવ્યો! વાયુસંચાલનને યોગે કમાડ ઉઘડી ગયાં. રઘુપતિએ અચાનક કમાડ તરફ જોયું. 'જયસિંહ તો નથી આવ્યો?' એવો પ્રશ્ન તેના મનમાં ઉઠ્યો! રઘુપતિને મંદિર પાસેની ઓરડી યાદ આવી. એ ઓરડીમાં જયસિંહ રહેતો હતો. કંઈ વાર સુધી તે વિચાર–તંદ્રામાં બેસી રહ્યો. એ ઓરડીમાં જવાની તેની હિમ્મત ચાલી નહિ. કોણ જાણે શાથી તેના મનમાં ભીતિ ઉપજતી હતી. આખરે મન દૃઢ કરીને તે ઓરડીમાં ગયો. જયસિંહ એમાં ન

હોતો! સમાધિગૃહ પ્રમાણે તે ઓરડી શૂન્ય હતી. તેમાં એક પટારો પડેલો હતો. તેની નીચે જયસિંહની ચાખડીઓ ધૂળ ખાતી પડેલી હતી. ઓરડીમાં પૂર્વ દિશામાં એક બાજુ દીવી પડેલી હતી. વર્ષોથી તે ત્યાં જ પડી રહેલી હતી. તેમાં કોઈ દીવો સળગાવતું નહિ. દીવી નજીક ભીંત ઉપર એક કાળો ડાઘ પડેલો હતો. એ ઓરડીમાં આ વસ્તુઓ સિવાય બીજું કાંઈ જ ન હતું. રઘુપતિએ દીર્ઘ ઉચ્છ્‌વાસ ભર્યો. એનો પ્રતિધ્વનિ એ ઓરડીમાં ગર્જી ઉઠયો! અંધારૂં થઈ ગયું હતું તેથી ઓરડીમાં કાંઈ દેખાતું ન હતું. બારણામાંથી ઠંડો પવન આવવા લાગ્યો. રઘુપતિ પટારા ઉપર બેસી ગયો. તે થર્ થર્ કંપતો હતો!

આ પ્રમાણે આ શૂન્ય સ્થાનમાં રઘુપતિએ એક મહિનો વીતાવ્યો. પણ એથી વધુ દિવસ તેનાથી ત્યાં રહી શકાયું નહિ, તેણે હવે પુરોહિતની કામગિરી છોડી દીધી. કોઈ બીજી બાબત તરફ ધ્યાન લગાડવા તેણે કોશિષ કરી. રાજકાર્યમાં હાથ નાંખવાનો વિચાર તેના મનમાં ઉદ્‌ભવ્યો. પણ તેને માલુમ પડયું કે, સર્વત્ર અવિચાર, અત્યાચાર અને અશાંતિ પ્રવર્ત્તાવીને છત્રમાણિક્યે રાજાની ખ્યાતિ બગાડી નાંખી છે. રાજ્યમાં પુનઃ શાન્તિ સ્થાપવા તેણે પ્રવૃત્તિ આદરી. તે છત્રમાણિક્યને શુભ સલાહ આપવા ગયો. પણ છત્રમાણિક્યે તેને સ્પષ્ટ સંભળાવી દીધુંઃ "પુરોહિતજી, રાજકાજમાં તમે શું સમજો? તમને એ બધું સમજાશે શી રીતે?" રાજાનું આ ઉન્મત્તપણું જોઈને રઘુપતિ દિંગ થઈ ગયો! હવે આ યુવાન પૂર્વકાલીન નક્ષત્રરાય રહ્યો ન હતો!

પુરોહિતે મને રાજા બનાવ્યો છે એવું સમજીને છત્રમાણિક્યને મનમાં ખૂબ દાઝ ચઢી અને પુરોહિત પરથી તેનું દિલ ઉઠી ગયું. તેણે તેને જોતાં વાંકું મોં કરવા માંડયું; તેના પ્રત્યે પોતાની અપ્રસન્નતા દાખવવા માંડી અને એક દિવસ કહી દીધું: "પુરોહિતજી, તમે

મંદિરના કામકાજમાં જ લક્ષ આપો. રાજસભામાં તમારૂં કાંઈ કામ નથી." એ તેજસ્વી બ્રાહ્મણને આ સાંભળીને ગુસ્સો ચડયો. તેણે લાલચોળ આંખમાંથી અગ્નિ વરસાવતાં છત્રમાણિકય તરફ મસ્તકથી તે પગ સુધી જોયા કર્યું. પણ છત્રમાણિકય તો બેફામ બની ગયેલો હતો. એના ઉપર આ વખતે રઘુપતિની ચિરપરિચિત કડક દૃષ્ટિ કાંઈ જ અસર નીપજાવી શકી નહિ! છત્રમાણિકય મોં ફેરવીને તત્કાળ ત્યાંથી ઉઠીને જતો રહ્યો. રઘુપતિ બહુ વખત સુધી સંતપ્ત હૃદયે ત્યાં ઉભો રહ્યો. અને આખરે તે રાજસભામાંથી બહાર નીકળ્યો.

## ૩૯

નક્ષત્રરાયે જે દિવસે રાજધાનીમાં પ્રવેશ કર્યો તે દિવસે કેદારેશ્વર તેને વંદન કરવા રાજદરબાર આગળ ગયો. પુષ્કળ પ્રયત્ન કરવા છતાં નવા મહારાજાને મેળાપ તેને થયો નહિ. પહેરેગીરો કોઈને રાજાની પરવાનગી વિના અંદર જવા દેતા નહતા; બહુવાર સુધી થોભ્યા પછી, તે પાછો જતો રહ્યો. ગોવિંદમાણિકયના સમયમાં કેદારેશ્વર રાજભવનમાં રહેતો હતો. ત્યાં યથેચ્છ જઈ શકતો. ત્યાં ભોજન પણ લઈ શકતો. તે વખતે યુવરાજ નક્ષત્રરાય સાથે તેને સારી દોસ્તી જામી ગયેલી હતી પણ થોડા વખતથી કેદારેશ્વર રાજભવનમાંથી નીકળીને પોતાને ઘેર રહેવા ગયો હતો તેથી અત્યારે કોઈ તેનો ભાવ પૂછતું નહતું ! અગાઉ જ્યારે લોકોને રાજ્ય અંગેનું કાંઈ કાર્ય હોય ત્યારે કેદારેશ્વરની ખુશામદ કરતા પણ અત્યારે તેને કોઇ બોલાવતું યે નહિ! આ અપમાન ચાલુ રહ્યું. રાજદરબારમાં પ્રવેશ કરવાની તેને તાલાવેલી લાગી, એક દિવસ થોડુંક નજરાણું લઈને તે છત્રમાણિકયની મુલાકાતે ગયો. તેની સમીપ જઇ, હસતો હસતો તે ઉભો રહ્યો.

રાજાએ પૂછ્યું : "તું હસે છે, કેમ? શું તું મારી મશ્કરી કરવા આવ્યો છે?"

સભામાં બેઠેલા દરબારીઓએ પણ કેદારેશ્વરને ધમકાવ્યો. કેદારેશ્વર છોભીલો પડી ગયો. તેણે મોઢું બંધ કરી દીધું.

છત્રમાણિક્યે કહ્યું: "તારે જે કહેવાનું હોય તે જલ્દીથી આટોપી લે."

કેદારેશ્વર શું કહેવા આવ્યો હતો :તે વિસરી ગયો. કેટલાક દિવસથી તેણે વિચાર કરીને શું કહેવું તે ગોઠવી રાખ્યું હતું પણ અત્યારે એ બધું તેના પેટમાં રહી ગયું!

રાજાએ ફરીથી કહ્યું: "તારે કાંઈ કહેવાનું ન હોય તો અહીંથી ચાલ્યો જા."

હવે કેદારેશ્વરને યાદ આવ્યું કે, શું કહેવાનું છે. કરૂણ સ્વરે તેણે કહ્યું: "મહારાજ, ધ્રુવને આપ વિસરી ગયા કે શું?"

અને એ સવાલ સાંભળતાં જ છત્રમાણિક્યનાં અંગે અંગમાં આગ સળગી. મૂર્ખ કેદારેશ્વરે એના ભાવોનો ખ્યાલ ન કરતાં આગળ કહેવા માંડયું: "હજી પણ મહારાજને ધ્રુવ 'કાકા' 'કાકા' કહીને સંભારે છે અને રડયા કરે છે!—"

અધવચ્ચ જ છત્રમાણિક્યે ક્રોધથી કહ્યું: "તું બોલવામાં હદ ઓળંગીને જ વાતો કરે છે! તારો ભત્રીજો મને 'કાકા' કહે છે! તું એને એવું કહેતાં શીખવે છે; ખરૂં કે?"

કેદારેશ્વર ભયભીત બનીને બોલ્યો: "મહારાજ—"

છત્રમાણિક્યે હુકમ કર્યો: "અત્યારે ને અત્યારે આની અને એના ભત્રીજાની ધરપકડ કરો અને તેઓને હદપાર કરી દ્યો."

કેદારેશ્વરને વધુ કહેવાની તક મળી નહિ. પહેરેગીરોએ તેને ગળચીમાંથી પકડ્યો અને ઘસડીને તેને સભાભવન બહાર લઈ ગયા. તેના હાથમાંથી નજરાણું ઝૂંટવી લઈને પહેરેગીરોએ અંદર અંદર વહેંચી લીધું.

કેદારેશ્વરને ધ્રુવને સાથે લઈને ત્રિપુરાને છેલ્લા 'રામ રામ' કરવા પડ્યા !

## ૪૦

રઘુપતિ મંદિરમાં પાછો આવ્યો. પ્રેમ પરિપૂર્ણ હૃદયથી તેની રાહ જોનાર, તેને વાસ્તે બદલવાનાં વસ્ત્ર લાવનાર, તેના પગ ધોવા માટે પાણી લાવનાર ત્યાં કોઈ ન હતું! મંદિરમાંથી તે ગોમતી નદીના ઘાટ પર ગયો અને તેનાં શ્વેત પાષાણુનાં પગથીઆં પર બેઠો. ડાબી બાજુએ જે બાગ આવેલો હતો તેમાં જયસિંહે પોતાને હાથે રોપેલાં અને ઉછેરેલાં વૃક્ષ હતાં. ઘણાં ઉપર ફળફૂલ લચેલાં હતાં. ખીલેલાં ફૂલ જોતાં જયસિંહનું સુંદર મુખ, સ્વચ્છ હૃદય અને કૌટિલ્યરહિત જીવન રઘુપતિના સ્મરણમાં રમી રહ્યાં. સિંહ સમો સબલ, છતાંયે મૃગ સમો ચંચલ પણ ભીરૂહૃદયી, એવા જયસિંહનું સંસ્મરણ થતાં રઘુપતિનું હૃદય આકુલવ્યાકુલ બની ગયું. જયસિંહની આજ્ઞાધીનતા તેને યાદ આવી. આજસુધી રઘુપતિ પોતાને જયસિંહ કરતાં વિશેષ જ્ઞાની માનતો હતો. આજ એને લાગ્યું કે, જયસિંહ મારા કરતાં વધારે જ્ઞાનવાન હતો. જયસિંહની ભક્તિ રઘુપતિ પર વિશેષ હતી. એની નિશ્ચલ ભક્તિનું સ્મરણ થતાં, એના હૃદયમાં જયસિંહ વિષે અધિક શ્રદ્ધા ઉપજી અને પોતાના માટે પોતાના

હૃદયમાં અશ્રદ્ધા જન્મી. જયસિંહ સાથે જે અશિષ્ટ છલમલ એણે વાપર્યાં હતાં એ એને યાદ આવ્યાં અને જાણે પોતાનું કાળજું ફાટી જાય છે, એવો એને અનુભવ થયો. તે મનોગત કહેવા લાગ્યો: "હા! જયસિંહનું અપમાન મેં શા માટે કર્યું હતું? એનું અપમાન કરવાની મારામાં લાયકાત ન હતી. જયસિંહ જો હવે મને ફક્ત એક જ ક્ષણ દર્શન આપે તો હું તેની ક્ષમા માગું. મારા દોષ સ્વીકારવા તેને પ્રાર્થના કરૂં."

જયસિંહના સમસ્ત જીવનના પ્રતિબિંબથી રઘુપતિનું હૃદય ભરાઈ ગયું. એ ઉદારચરિત શિષ્યનો હવે વિદેહ થયો હતો, એ વાત આજ સુધી આ જગતની જંજાળમાં અને પ્રપંચની જાળમાં તે વિસરી ગયો હતો. નક્ષત્રરાયને રાજા બનાવવાના કાર્યમાં તે પ્રવૃત્ત હતો. ગોવિંદમાણિક્યનું વેર લેવાની લાલસામાં પ્રવૃત્ત હતો. પણ એ કર્ત્તવ્ય સમાપ્ત થતાં નક્ષત્રરાયે રાજા બન્યા પછી તેનું અપમાન કરવા માંડ્યું; ઓળખાણ જ ન હોય એમ વર્ત્તવા માંડ્યું. પુનઃ પોતાનું સન્માન કરાવવાની હવે જરૂર હતી કે? રઘુપતિને લાગ્યું કે, હવે માન અને અપમાન બન્ને મારે મન સરખાં છે. જયસિંહનો આત્મા જે વડે સંતુષ્ટ થાય, તે જ કાર્ય હવે કરવું રહ્યું.

રઘુપતિએ ચોમેર દૃષ્ટિપાત કર્યો. અનેક વિચારો તેણે કરી જોયા. ચોમેર તેને શૂન્યતા ભાસી. આ શૂન્યમંદિરે જાણે પોતાને એવો તો દાબી દીધો છે કે જેથી શ્વાસોશ્વાસ પણ લઈ શકાતા નથી, એવું તેને લાગ્યું. કોઇ મોટું કાર્ય કરીને હૃદયની તાલાવેલી શાંત કરી શકાય; પણ એવું કાર્ય કિયું હતું? શૂન્યમંદિર રૂપી પિંજરામાં બંધ કરેલા પક્ષી જેવી પોતાના પરિસ્થિતિ હતી, એવું જોઈને રઘુપતિ વ્યગ્ર બની ગયો.

તે ઉઠીને ઉપવનમાં વ્યગ્રચિત્તે અહીં તહીં ફરવા લાગ્યો. મંદિરની નિશ્ચેષ્ટ અને નિર્જીવ મૂર્ત્તિ ઉપર તેને હવે તિરસ્કાર ઉપજ્યો. એ

પાષાણમૂર્ત્તિની સેવામાં રહીને હવે આયુષ્ય ગાળવું એને વ્યર્થ લાગ્યું. રાત્રિના બે પ્રહર વીતી ચૂક્યા ત્યારે ચમચક વડે તેણે દીવો સળગાવ્યો. અને એ દીવો લઈને તે મંદિરમાં ગયો. એને લાગ્યું કે, ચતુર્દશ દેવતા સમભાવથી મારી સામે ઉભા છે. ગયા આષાઢ માસમાં એ કાલરાત્રિમાં દીવાના ઝાંખા પ્રકાશમાં ભક્તના મૃતકલેવર સમીપ, રક્તધારાઓની વચમાં, જાણે જ્ઞાનહીન અને અચેતન હોય, એમ એ ચતુર્દશ દેવતા ઉભા હતા. આજે પણ એવી જ રીતે ઉભા છે! રઘુપતિ મોટેથી બરાડયોઃ "અસત્ય! બધું જ અસત્ય! હા! વહાલા જયસિંહ! તેં તારા અમૂલ્ય હૃદયનું રક્ત કોને અર્પણ કર્યું? અહીં કોઈ દેવતા નથી! એક પણ દેવતા નથી! આ પિશાચ રઘુપતિએ એ રક્તનું પાન કર્યું છે!"

ઉદ્વેગની અતિશયતાથી એનું મસ્તિષ્ક અત્યંત અસ્થિર બની ગયું-જાણે એનું મગજ ખસી ગયું! કાલીની મૂર્તિને તેણે ઉચ્ચ આસન પરથી ઉઠાવી; શ્વાસોશ્વાસભર્યો તે મંદિરનાં દ્વાર સમીપ આવ્યો અને ત્યાં ઉભા રહીને તેણે જોરથી અંધારામાં મૂર્ત્તિ બહાર ફેંકી દીધી. પાષાણનાં પગથીઆં પરથી ગબડતી ગબડતી મૂર્ત્તિ ગોમતીનાં જલમાં જઈને પડી! જે અવિદ્યારાક્ષસી પાષાણરૂપ ધરીને આટઆટલા દિવસ સુધી રક્તપાત કરતી હતી, તે આજ ગોમતીના ઉદરમાં રહેલા અસંખ્ય પાષાણખંડ સહિત ભળી ગઈ; પરંતુ એ અવિદ્યારાક્ષસીએ મનુષ્યોનાં કઠિન હૃદયરૂપ આસનનો પરિત્યાગ કર્યો નહિ! રઘુપતિ દીવો બુઝાવીને મંદિરમાંથી બહાર નીકળ્યો, તે રાજમાર્ગ પરથી ચાલવા લાગ્યો; ત્રિપુરાની રાજધાની છોડીને ચાલ્યો ગયો!

પ્રાતઃકાલમાં દર્શનભક્તો મંદિરે આવ્યા. તેમણે જોયું કે, દેવી સિંહાસન પર નથી! થોડીક જ વખતમાં નગરમાં હાહાકાર થઈ રહ્યોઃ "દેવી ગઈ!...દેવી ગઈ!...દેવી ગઈ!..."

૪૧

બિલ્હન ઠાકુર હવે કેટલાક દિવસથી નવાખાલી પરગણામાં આવેલા નિઝામ પુરમાં રહેતા હતા. ત્યાં મહામારીનો ભયકંર ઉપદ્રવ ફેલાયો હતો.

ફાલ્ગુન મહિનામાં છેવટે એક દિવસ આકાશમાં વાદળાં ભરાઈ આવ્યાં. આખો દિવસ વર્ષાધારા ચાલુ રહી. સંધ્યાકાળે તો ખૂબ જોરથી વરસાદ પડ્યો. પ્રથમથી જ વાયુ પૂર્વ દિશા તરફથી વહેતો હતો. પણ રાત્રે બીજે પ્રહર થતાં ઉત્તર અને ઇશાન્ય કોણ તરફથી વહેવા લાગ્યો. એ યોગથી તો એટલો બધો વરસાદ પડયો કે " પૂર આવે છે" એવી બૂમ પડી રહી. લોકો ઘરનાં છાપરાં પર ચઢી ગયાં. કોઇ ઝાડ પર, તો, કોઈ ટેકરીઓ પર, અને કોઈ મંદિરનાં શિખર પર ચઢી ગયા. રાત અંધકારમય હતી અને :વરસાદ જ્યારે જરાક ધીમો પડ્યો ત્યારે પૂર ધસી આવતું હોય એવો અવાજ ધીમે ધીમે લોકોને કાને પડવા લાગ્યો. જોતજોતામાં, ખરેજ, ધસારાબંધ પાણી ચડ્યું. જ્યારે પ્હો ફાટયો અને પાણીનો વેગ કમી થયો ત્યારે

પણ આખું ગામ પાણીમય થઈ ગયું હતું એમ માલુમ પડયું. પાણીમાં ડૂબ્યાં નહોય એવાં થોડાંક જ મકાન બાકી રહ્યાં હતાં. બીજાં ગામ-માંથી કેટલાંય મનુષ્ય અને પ્રાણીઓ પૂરના પ્રવાહમાં ધસડાઈ આવ્યાં હતાં. આંબા અને લીંબડા પણ મોટા પ્રમાણુમાં તણાઈ આવ્યા હતા. કેટલાંક ઘરનાં છાપરાં અને ઈંટો પણ એ પૂરમાં દેખાતાં હતાં. નિઝામપુરમાં પણ પાણીના પૂરે પ્રલય તાંડવ રચ્યો હતો. માટી થી ચણેલાં ઘર પડી ગયાં હતાં. ગામમાં કેટલાંક નાનાં ઘર એવાં હતા કે જેમની આસપાસ મોટાં મોટાં વૃક્ષ ઉગેલાં હતાં. ઘણાં માણુસો એવાં ઝાડને લીધે તણાતાં અટકી ગયાં હતાં. કેટલાંક માણુસો પૂરમાં તણાતાં લાકડાંનો આશ્રય લઈને તેમના પર બેઠાં હતાં, તો કેટલાંક માણુસોના શરીરની આસપાસ કાંટાની ઝાડીઓ બાઝી ગઈ હતી. કેટલાંક ઝાડ પર ખૂબ માણુસોનો ભાર થવાથી તે પડી ગયાં હતાં અને પ્રવાહમાં તણાતાં હતાં.

જ્યારે પૂર વહી ગયું; અને પાણી ઓછું થયું. ત્યારે જીવતાં રહેલાં માણુસો પોતપોતાનાં ઉંચાં સ્થાનોએથી નીચે આવીને મૃત માણુસોમાં પોતાનાં સગાંવહાલાંની શોધ કરવા લાગ્યાં. કેટલાંક શબ તો ઓળખાતાં જ નહોતાં. કારણુ કે કેટલાંક તો બીજાં ગામમાંથી આવેલાં હતાં. એ શબ્દના અગ્નિસંસ્કાર કોણુ કરે! ગીધડાંનાં ઝૂડનાં ઝૂંડ આકાશ માર્ગે ઉતરી આવ્યાં અને તેમણે મૃત પ્રેતને ચૂથવાં માંડયાં. શિયાળવાં અને કુતરાંએ પણુ ઉજાણી કરી હોત પણુ તેઓ જીવતાં રહ્યાં નહતાં.

એ ગામમાં પડાણુનાં બાર ઘર હતાં અને ગામ બહાર ઉંચી ટેકરી પર આવેલાં હતાં. એમાંના એકકે ઘરને કાંઈ જ નુકશાન થયું નહિ. એઓ પણુ જીવતા રહ્યા હતા અને ગપ્પાં મારતા હતા. એક

પઠાણે કહ્યું: "ક્યા કરૂં યાર, મગે જબ રાસ્તેસેં ચલ્લા જાતા થા તબ પાની કે જોરસેં બડે બડે સાહુકારો કી તિજોરિયાં મેરે સર પરસેં ચલી જા રહી થી. લેકીન ક્યા કરૂં ? મેરે હાથમેં લઠ્ઠ નહિ થા. અગર જો હોતે તો એક દોકો ગિરાકર ઘરમેં લે આતા !" જીવતા રહેલા લોકોમાંથી જેઓને રહેવાનાં ઘર મળી શક્યાં તેઓ આ ગામમાં રહ્યાં પણ જેઓને મળ્યાં નહિ તેઓ બીજે ગામ જતાં રહ્યાં. પરદેશમાં જેઓ હતા, તેઓએ આ ગામમાં આવીને પોતાનાં ઘર ફરીથી બંધાવ્યાં. પણ વસતિને ઠરીઠામ થતાં બહુ વખત લાગ્યો. સડી ગયેલી લાશો, કાદવ કીચ્ચડ, ખરાબ ગંધ મારતું પાણી વગેરેને લીધે ચેપી જંતુઓનો જન્મ થયો અને ગામમાં મહામારી પ્રસર્યો. પ્રથમ, પઠાણોને ત્યાંથી તેની શરૂઆત થઈ. એક પછી એક, એ બારે ઘરની વસતિ એ રોગના ઝપાટામાં સપડાઈ. આ વખતે મરેલાઓની માટે કિંવા પરસ્પર સેવા માટે કોઈને અવસર મળ્યો નહિ. હિંદુઓ કહેવા લાગ્યા: "મુસલમાન લોકો ગૌહત્યાનાં પાપનાં ફળ ભોગવે છે." જાતીય શત્રુત્વને લીધે અને જાતિથી બહિષ્કૃત થવાના ભયને લીધે એ બિચારાં મરણપથારી પર પડેલાંઓને કોઈએ ઘૂંટડો પાણી પણ ન પાયું; અથવા કોઈ હિંદુ તેઓની મદદે ગયા નહિ. બિલ્હન ઠાકુર જે વખતે તે ગામમાં ગયા તે વખતે આ પ્રકારની સ્થિતિ ત્યાં પ્રવર્તતી હતી.

બિલ્હન ઠાકુરે શિષ્ય મંડળ જમાવ્યું હતું પરંતુ મહામારી ફેલાતાં જીવ જવાના ભયથી શિષ્યો નાસી ગયા. ઠાકુરજી સેવા કરવા કરવા નીકળી પડ્યા. એમણે પઠાણોની સેવા કરવા માંડી. તેઓમાંના જેઓ મરણ પામ્યા તેઓની દફનક્રિયા તેમણે કરી. હિંદુ લોક હિંદુ સંન્યાસીના આ કૃત્યને અનાચાર કહીને આશ્ચર્ય દાખવવા લાગ્યા. પરમહંસને આ સંબંધમાં પ્રશ્ન કરતાં તેણે કહ્યું:

"હું સંન્યાસી છું. હું કોઈ પણ જાતિનો નથી. મારી મનુષ્ય જાતિ છે. મનુષ્ય મરવા પડ્યાં છે. એ વખતે જાતિનો વિચાર કેવો? ઈશ્વરની સૃષ્ટિમાં મનુષ્ય, મનુષ્યના પ્રેમની જ આપેક્ષા રાખે છે. એવે વખતે જાતિનો વિચાર વચ્ચે લાવીને સહાય ન કરવી એ મનુષ્યનો ધર્મ નથી."

હિંદુઓ બિલ્હન ઠાકુરની નિરપેક્ષ પરોપકારક વૃત્તિ જોઈને તેમની નિંદા કરવા અથવા તેમના પ્રત્યે અશ્રદ્ધા દાખવવા સાહસ કરી શક્યા નહિ; પણ તેમનું એ કાર્ય ઉચિત છે કે અનુચિત છે, એ વિષે તેઓ કશો નિશ્ચય કરી શક્યા નહિ.

શાસ્ત્રજ્ઞાનનો અભાવ હોવા છતાંયે કેટલાક હિંદુઓ કહેવા લાગ્યા: "આ કામ વાજબી નથી." પરંતુ એમનાં હૃદયમાં વિરાજીત પરમ પુરૂષ એમને કહેવા લાગ્યો: "આ કામ અત્યંત ઉત્કૃષ્ટ છે." પરમહંસે પ્રશંસા કે નિંદા કશાની યે દરકાર કરી નહિ. તેણે પોતાનું કાર્ય મક્કમપણે કરવું ચાલુ રાખ્યું. મરણ વખતે પઠાણ તેને ખુદાઈ ફિરસ્તો માનવા લાગ્યા. પઠાણોનાં બાળકોને મહામારીમાંથી બચાવવા માટે પરમહંસે હિંદુઓનાં ઘર નજીક આણ્યાં પણ કોઈ હિંદુઓએ તેઓને આશ્રય આપ્યો નહિ. એટલે સંન્યાસી તે બાળકોને એક ભાંગેલા તૂટેલા મંદિરમાં લઈ ગયો. પઠાણોનાં બાળકો તે મંદિરમાં રહેવા લાગ્યાં. સંન્યાસી પ્રભાતમાં ઉઠીને તે બાળકોને માટે, ભિક્ષા માગવા જતો. પણ ભિક્ષા કોઈ આપતું નહિ! દેશમાં અન્ન ન હતું એટલે અન્ન વિના ઘણાયે લોક તડફડીને મરતા હતા. એ ગામનો જમીનદાર મુસલમાન હતો. તેનું રહેઠાણ ગામથી ઘણે દૂર આવેલું હતું. બિલ્હન ઠાકુર તેની પાસે ગયા. અને તેને સમજાવીને તેની પાસેથી થોડાક રૂપીઆ અને ચોખા મેળવ્યાં. એ ચોખામાંથી ફક્ત બાળકોને જ નહિ પણ રોગીઓને પણ ખાવાનું મળવા લાગ્યું. બિલ્હન ઠાકુરને ફુરસદ મળતી ત્યારે બાળકો સહિત તે રમતા હતા. બાળકો ખૂબ શોરબકોર

કરી મૂકતાં. સંધ્યાકાળ થતી ત્યારે મંદિર આગળથી પસાર થનારાઓને એમ જ લાગતું કે, મંદિરની અંદર પક્ષીઓ કિલબિલાટ કરી રહ્યાં છે. ઠાકુરજી પાસે મધુર સ્વરનું એક વાદ્યંત્ર હતું. કામમાંથી નિવૃત્ત થઈને જ્યારે તે એ વાદ્યંત્ર બજાવતા ત્યારે બાળકો જ્યાં હોય ત્યાંથી તેની પાસે દોડી આવતાં. કેટલાંક તે ધ્યાનથી સાંભળતાં, તો કેટલાંક તેને ઝાલવા મથતાં; કેટલાંક તેની નકલ કરતાં; કેટલાંક તાળીઓ બજાવતાં અને કેટલાંક નાચતાં. આ પ્રમાણે બિલ્હનજીએ તો અહીં આનંદમય સૃષ્ટિ ઉત્પન્ન કરી દીધી.

છેવટે મહામારીનો ચેપ પઠાણોના ઘરમાંથી ઉડીને હિંદુઓનાં ઘરને લાગ્યો. એ વખતે ગામમાં એક પ્રકારની અરાજકતા વ્યાપી ગઈ. ચોરીઓ થવા લાગી, ધાડો પડવા લાગી અને લૂંટફાટ પણ થઈ રહી. જેને ફાવ્યું તેણે એક બીજાને લૂંટવા માંડયા. મુસલમાન લોકનાં ધાડાં આવીને લૂંટ કરવા લાગ્યાં. હિંદુ રોગીઓને બિછાનાં પરથી દૂર ફેંકી દઈને ખાટલા, ગાદલાં, ચાદરો, ચટાઈઓ સુદ્ધાં તેઓ લૂંટી જવા લાગ્યા. આ જોઈને હિંદુઓ બિલ્હનજીને કહેવા લાગ્યા: "જુઓ, તમે મુસલમાનોની સેવા ન કરી તેનાં આ ફળ!" બિલ્હન ઠાકુરે લુંટારાઓમાં ઉપદેશ શરૂ કર્યો. તેમનાં કૃત્યને વખોડયાં; અને એ ઉપદેશ સફલ થયો. બિલ્હનજીનું કહેવું માનીને તેઓએ લૂંટફાટ બંધ કરી. આ પ્રમાણે પરમહંસે એ ગામની શાંતિરક્ષા કરી.

એક દિવસ એક જણે સહવારમાં પરમહંસ પાસે આવીને કહ્યું: "એક પરદેશી માણસ પીપળાના ઝાડ નીચે પડયો છે. તેને મહામારી લાગુ પડયો છે. તે બચે એમ લાગતું નથી. તેની સાથે એક નાનો બાળક પણ છે."

પરમહંસે ત્યાં જઇને જોયું તો, એ પરદેશી, કેદારેશ્વર માલુમ પડયો અને બાળક તો, ધ્રુવ હતો! કેદારેશ્વર બેશુદ્ધ સ્થિતિમાં હતો

અને ધ્રુવ તેની નજીક જમીન પર ધૂળમાં ઉંઘી ગયો હતો. કેદારેશ્વરનાં ચિહ્ન અંતકાળ સમયનાં હતાં.

રસ્તામાં ચાલવાથી કષ્ટ પડ્યાને લીધે, અને ઉપવાસને લીધે કેદારેશ્વર અશક્ત બની ગયેલો હતો. આ ગામમાં તે આવ્યો અને તે મહામારીમાં સપડાયો. પરમહંસે તેના ઉપચાર શરૂ કર્યા પણ તે નિરૂપયોગી નીવડ્યા. કેદારેશ્વર એ જ ઝાડ નીચે મરણ પામ્યો. ધ્રુવની દશા જોઈને પરમહંસને બહુ દુઃખ થયું. તેણે પણ બહુ વખતથી ખાધું ન હોય એવાં ચિહ્ન તેના જોવામાં આવ્યાં. પરમહંસ તેને ઉંચકીને મંદિરમાં લઈ ગયો.

## ૪૨

ચટગામ એ વખતે આરાકાનના તાબામાં હતું. ગોવિંદ-માણિક્ય ત્રિપુરાનું રાજપાટ તજી નીકળ્યા હોવાનું જાણીને આરાકાનના રાજાએ તેમને અત્યંત વિનીત ભાવે કહેવરાવ્યું કે, "જો આપ સિંહાસન પાછું મેળવવા ઇચ્છતા હો, તો, મારી સેના આપની સહાયે મોકલું." મહારાજા ગોવિંદમાણિક્યે ઉત્તર કહેવરાવ્યો: "સિંહાસન પુનઃ લેવાની મારી ઇચ્છા નથી."

આરાકાનના રાજાના દૂતે પુનઃ તેમને વિનતિ કરી: "આરાકાનની રાજધાનીમાં આપ થોડા દિન રહો." મહારાજાએ એમ કરવા પણ ના પાડી અને કહ્યું: "ચટગામ પ્રાંતના એકાદ ગામડામાં મને વાસ મળશે તો બસ છે. એ બદલ હું આરાકાનના રાજાનો અત્યંત ઋણી થઇશ."

દૂતે ઉત્તર આપ્યો: "મહારાજાની ઇચ્છામાં આવે ત્યાં પોતે રહી શકે છે. આ રાજ્ય આપનું જ છે, એમ આપ સમજશો."

આરાકાનના રાજાના કેટલાયે નોકર મહારાજા ગોવિંદમાણિક્ય પાસે આવીને રહ્યા. એમણે એમાં વાંધો લીધો નહિ. તેઓ મનમાં એમ સમજ્યા કેઃ "કદાચિત્ આરાકાનના રાજાને સંશય ઉપજ્યો હશે તેથી જ પોતાનાં માણસોને તેણે મારી પાસે મોકલ્યાં છે!"

મહારાજાએ મયાની નદી પર એક મઢૂલી બંધાવી. નદીનું જલ અતિ સ્વચ્છ હતું. નદીની ઉંડાઈ બહુ નહોતી. પથ્થરના નાના નાના ટૂકડા તેમાં પુષ્કળ હોવાથી તે કલકલ નિનાદ કરતી વહેતી હતી. નદીની બે બાજુએ કાળા પથ્થરના પહાડ આવેલા હતા. એ પહાડ ઉપર કૃષ્ણ વર્ણની લીલ બાઝેલી હતી. પહાડમાં નાની નાની ગુફાઓ પણ હતી. એમાં અનેક પ્રકારનાં પક્ષી વસતાં હતાં. ક્યાંક ક્યાંક એ પર્વતોનાં શિખર એટલાં બધાં ઉંચાં વધેલાં હતાં કે, જેથી કોઇ વાર સૂર્ય દેખાતો નહિ—ફક્ત તેનાં કિરણ નદીપર પડતાં હતાં. પર્વત પર અનેકવિધ મોટાં વૃક્ષ હતાં; વનસ્પતિ હતી; વેલા હતા; પુષ્પો હતાં; પાદડાં હતાં. કોઈ વાર એ વૃક્ષ ડોલતાં હતાં. કોઈક કોઈક સ્થલે તો બન્ને નદી કિનારે ગાઢ જંગલ આવેલાં હતાં. એક જગ્યાએ પર્વત ઉપર શાખાવિહોણું પીપળાના ઝાડનું એક ઉંચું ઠુંઠું ઉભું હતું, એનો પડછાયો નદીનાં પાણીમાં નૃત્ય કરતો હતો. એ ઠુંઠાને મોટી લતાઓ વળગેલી હતી. તે પણ ધીમે ધીમે નૃત્યમાં ભળતી હતી. કયાંક કયાંક નાના નાના ઝરાનાં પાણી ભારે વેગથી ધસી આવીને નદીનાં જળમાં એકરૂપ બની જતાં. કયાંક ક્યાંક નદી પાસેના સુક્કા પ્રદેશમાં કેળનાં ઝાડ ઉગેલાં હતાં. નદીનો પ્રવાહ પથ્થરો વચ્ચે થઇને વહેતો અને પર્વતમાલા સાથે અથડાઇને પાછો પડતો ત્યારે તેનું કલકલ ગર્જન સવિશેષ પ્રતિધ્વનિત થતું.

આ નદીને એક કિનારે શીતલ છાયામાં મઢૂલી બાંધીને રાજા રહેવા લાગ્યા. એમને અહીં આનંદ થતો. શાંતિ મળતી. એકાંત પ્રકૃતિદેવીનો શાંતિમય પ્રેમ, ચારે બાજુનાં પાણી મુજબ, તેમના હૃદયમાં પ્રસરતો

ત્યારે માનસિક તાપનું નિવારણ થતું. પોતાના હૃદયમાંના ક્રોધ, અહંકાર આદિ દુષ્ટ ષડ્ રિપુઓ તેમણે બહાર કાઢી નાંખવા માંડ્યાં. તેમણે પોતાના હૃદયનાં દ્વાર ઉઘાડ્યાં. એમાં સ્વચ્છ પ્રકાશ અને શીતલવાયુને પ્રવેશ કરાવ્યો, જેથી અંધકાર અને વિકાર નષ્ટ થયાં. મહારાજા પર કોઈએ ઉપકાર કર્યા હતા; કોઈએ કૃતઘ્નતા દર્શાવી હતી. કોઈએ તેમનું સન્માન કર્યું હતું તો કોઈએ અપમાન. એ સર્વ પોતે વિસારી દેવા લાગ્યા. પર્વતવાસિની પુરાતન પ્રકૃતિદેવીનાં અવિરત કાર્ય જોઈને અને શાશ્વત્ ચિંતારહિત નવીનતા નિહાળીને રાજા પોતે પણ તેની પેઠે નિશ્ચિંત અને શાંત સ્વરૂપ બન્યા.

વાસનાનો ત્યાગ કરીને તેઓ હમેશાં પ્રભુ પ્રાર્થના કરતા: “હે પરમાત્મન્! તને ધન્ય છે. તેં મને સંપત્તિને શિખરેથી ઉચકીને તારી છાતી પર લીધો છે. તેં મને ત્રાસથી બચાવ્યો છે. તારી કૃપાનું એ ફલ છે. હું જ્યારે રાજા હતો ત્યારે તારૂં મહત્ત્વ હું સમજ્યો નહતો. આજ હું નિહાળું છું કે, આખાયે જગતમાં તારૂં મહત્ત્વ વિસ્તરેલું છે.” ઘણીવાર એમની આંખમાં ખળખળ અશ્રુધારા વહેતી અને પુનઃ એ કહેતા: “હે સ્વામી, મારો સ્નેહાધાર ધ્રુવ હતો. એનાથી મારો વિયોગ તેં કેમ કરાવ્યો એ સંબંધી થોડુંક દુઃખ મારા હૃદયમાં હજીયે થયા કરે છે. કદાચ, મારા શુભ ખાતર તેં તેમ કર્યું હશે. હું એમ માની લેવા યત્ન કરૂં છું તોપણ કોઇ કોઇ વાર મન અધીર બની જાય છે! કારણકે, એ બાલકના સ્નેહમાં મેં મારાં સમસ્ત કર્તવ્ય વિસાર્યાં હતાં; મારા જીવનનો નિશ્ચય મેં તેના પર કરી મૂક્યો હતો. પ્રભો! કદાચ એમાં સંકટ હશે, અને તેથી જ તેં મને એ સંકટથી બચાવ્યો હશે! મારાં સર્વ પુન્ય ખર્ચીને મેં ધ્રુવને ગ્રહણ કર્યો હતો. તેં તેનું હરણ કર્યું! પુન્યનો બદલો પુન્ય જ હોય છે. તારી આ શિક્ષાના પ્રભાવથી આજ ધ્રુવની વિરહવેદનાના દુઃખને હું પવિત્ર સુખરૂપ માની લઈને તારા વિશેષ અનુગ્રહની

આશા ધારણ કરી રહ્યો છું. સેવા કરનારને વેતનરૂપ ફલ મળે એવી ઇચ્છા ધરાવનારા સેવકોમાંનો એક, હું નથી. હું કેવળ તારા પ્રેમને વશ થઇને તારી સેવા કરૂં છું."

ગોવિંદમાણિક્યે જોયું કે, જે શાંતિમયી પ્રકૃતિદેવી એકાંતમાં સ્નેહધારાનો સંચય કરે છે તે, જનસમાજમાં પણ સ્થલે સ્થલે સ્નેહધારા રૂપે નદીના પ્રવાહ પેરે વહી રહી છે. એના પ્રેમપ્રવાહમાં જે નિમગ્ન થઇ જાય છે તેનાં તાપપરિતાપ શાંત થઇ જાય છે, તેની તૃષા છિપે છે; એના સ્પર્શ માત્રથી પ્રકૃતિદેવીની કૃપા થાય છે. "હું આ એકાંત શાંતિમય સ્થાનમાંથી લોકસમૂહમાં જઇને મારો સંચિત પ્રેમ તેમનામાં વહેંચું" ગોવિંદમાણિક્યે આવો વિચાર કરીને બીજે દિન, એ એકાંત આશ્રમ છોડ્યો.

રાજવેષનો ત્યાગ કરીને ભગવો વેષ ધારણ કરવો સહેલો નથી. જેટલું બોલવું સહેલું છે તેટલું કાર્ય કરવું સહેલું નથી. કદાચિત્ રાજ્યત્યાગ સહેલાઇથી થઇ શકે છે પરંતુ જન્મથી જે અનેક સારી નરસી ટેવો પડી હોય છે, તે એકદમ છોડી દેવી સહેલી નથી. એ ટેવો તૃષ્ણાના ઉત્કટ આવેગથી અંગે અંગમાં ઘૂસી બેઠેલી હોય છે. તૃષ્ણા યથાસમયે તૃપ્ત થાય નહિ તો તે રકતનું શોષણ કરે છે, ગોવિંદમાણિક્ય જેટલા દિવસ એ જનસમાજવિહોણી કુટિરમાં રહ્યા હતા, તેટલા દિવસ આલસ્ય તેમને ઘેરી રહ્યું હતું, એમ બહારથી કોઇને લાગે પણ વસ્તુતઃ તેમ નહતું. પોતાની ટેવો સાથે તે સતત યુદ્ધ કરતા હતા, કોઇ વસ્તુની પ્રાપ્તિ માટે એમનું મન અધીર થતું ત્યારે પોતાના મનને તે ધિક્કારતા. દુર્દમ્ય અશ્વને જેમ ખૂબ દોડાવીને લોકો થકવી નાંખે છે તે પ્રમાણે ઇચ્છાનુરૂપ વસ્ પ્રાપ્તિ માટે અધીર બનેલા સ્વચ્છંદી મનને :ગોવિંદમાણિક્ય અભાવ રૂપ મરૂભૂમિમાં વારંવાર શ્રમિત બનાવતા; પૂર્વાભ્યાસ સહિત આ પ્રમાણે યુદ્ધ કરવા છતાં યે તેમના ચિત્તને શાંતિ મળી નહતી.

ગોવિંદમાણિક્ય એ પાર્વતીય પ્રદેશ તજીને દક્ષિણસમુદ્ર તરફ જવા લાગ્યા, વાસનાની પરતંત્રતાનો નાશ કરીને તે પોતાના મનની સ્વતંત્રતાનો સુખાનુભવ કરવા લાગ્યા. એમના માર્ગમાં અત્યારે એક પણ વિઘ્ન ઉપસ્થિત નહતું. આગળ ચાલવામાં હવે કોઈ જ તેમને કાંઈ પણ અવરોધ કરે તેમ નહતું. તેમણે પ્રકૃતિ દેવીની વ્યાપકતાનો અનુભવ કર્યો; અને પોતે તેના એક પરમાણુ રૂપ છે એમ અનુભવ્યું હરિયાળાં વૃક્ષોને વળગેલી લતાઓમાંથી સૂર્યાસ્તનાં સોનેરી કિરણ ઝળકતાં ત્યારે તેઓ આત્મશોભા નિહાળતા. મનુષ્યનાં હાસ્ય, વાણી અને હલનચલન વગેરેમાં એમને અપૂર્વ આનંદ ઉપજવા લાગ્યો અને આનંદપરિપૂર્ણ જગન્માતા ભુવનેશ્વરી સત્યસ્વરૂપે તેમને પ્રતિદિન દર્શન દેવા લાગી.

ગોવિંદમાણિક્યને જે મનુષ્યો મળતાં તેઓની સાથે તેઓ વાર્તાલાપ કરતા; અને એ વડે સુખપ્રાપ્તિ કરતા. જેઓએ તેમની ઉપેક્ષા કરી હતી, તેમના માટે અંતઃકરણમાં પોતે સદ્ભાવના રાખતા હતા. દુર્બલને સહાય કરવા અને દુઃખીને સ્વસ્થતા આપવાના અભિલાષ વિશેષરૂપે એમના મનમાં જાગ્યા. પોતાના સમસ્તબલથી અને પોતાના સમસ્ત સુખનો ત્યાગ કરીને પણ, એ કાર્યમાં પ્રવૃત્ત થવા તેમણે નિશ્ચય કર્યો. હૃદયમાં વાસના ન હતી; કેમકે કોઈ ચીજ પર હવે મમત્વ રહ્યું નહતું. આ જડજગતમાં જે દશ્ય બીજાઓને સમૂળગાં દેખાતાં નહતાં તે નવીન સ્વરૂપે તેમની દૃષ્ટિમર્યાદામાં આવીને સમાયાં.

બે બાલકોને જો માર્ગમાં બેસીને તેઓ રમતાં જુએ, તો જાણે બે ભાઈઓ, પિતાપુત્ર અને માતાપુત્ર એક સ્થલે બેઠાં છે, એમ તેમને લાગતું. એ બાલકો મલીન હોય, દરિદ્રી હોય અથવા તો, ચાહે તેવાં હોય તોપણ ગોવિંદમાણિક્યના હૃદયસમુદ્રમાં તેમના માટે અપાર પ્રેમનાં પૂર ઉભરતાં. એકાદ માતા પોતાના નાનકડા બાળને અંકમાં

લઈને બેઠી હોય તો જાણે સમસ્ત બાલજગતની તે ભૂતકાળની અને ભવિષ્યકાળની માતા છે, એમ તેઓ માનતા. બે મિત્રો પરસ્પર મધુર આલાપ કરતા તે વખતે તેમને જોઈને ગોવિંદમાણિક્યને સમસ્ત મનુષ્યજાતિ આ પ્રમાણે જ મિત્રભાવે ઉભરાઈ ગઈ છે, એવો અનુભવ થતો. જે પૃથ્વીને પોતે અગાઉ માતૃહીન સમજતા હતા, તેજ પૃથ્વીને હવે ચિરકાલ-જાગૃત માતાની કેડમાં બિરાજેલી જોતા. જગતનાં દુઃખ, શોક, દારિદ્ર અને વિવાદ ઈત્યાદિ ભયદાયક દશ્ય જોઈને એમનું મન ગભરાઈ ઉઠતું નહિ. કોઈનું દુઃખ જોઈને તે હવે હતાશ બનતા નહિ અને કોઈનાં સુખ નિહાળીને પ્રસન્ન થતા. સમસ્ત આયુષ્યમાં એક દિન જાણે અભૂતપૂર્વ પ્રેમ અને નૂતન સ્વાતંત્ર્યનો ઉદય થશે એવું સ્વપ્ન તેઓ સેવી રહ્યા. એ અમુક દિન આવશે ત્યારે એક સુંદર અને સુકુમાર બાલક પ્રમાણે આ આખુંયે જગત્ પ્રેમોલ્લાસથી ભરપૂર બનશે; સૌખ્યથી કોઈ, કોઈને વિચલિત કરી શકશે નહિ; સાંસારિક પ્રેમથી કોઈ, કોઇને વંચિત કરી શકશે નહિ અથવા કોઇને કિલ્લામાં બંધ કરીને કોઈ સ્વાતંત્ર્યવિમુખ કરી શકશે નહિઃ એવા એક દિવસે આનંદરૂપ સતારના તાર વાગશે; અમર વસંત ઋતુની અપૂર્વ શોભા ઝલકશે; યુવત્વનો આનંદ અખિલ વિશ્વમાં વિસ્તરી રહેશે; મનનાં તમામ દુઃખ, જીવનનાં તમામ દારિદ્ર સંકટ ઇત્યાદિ નહિવત્ થશેઃ આ નવીન પ્રકારના સ્વાતંત્ર્યના તરંગમાં રંગાયલા ગોવિંદમાણિક્યને, એ સ્વપ્નસ્થ સુદિન જાણે આજે જ આવ્યો, એમ લાગ્યું!

ચટગામની દક્ષિણે દશ ગાઉ દૂર રામનગર આવેલું હતું. સંધ્યાકાળ થતાં ગોવિંદમાણિક્ય અધવચ્ચ આલમખ્યાલ નામના એક નાના ગામમાં જઈ પહોંચ્યા. એ ગામમાં એક શેરીમાં એક ઘરમાં એક બાલક રૂદન કરી રહ્યું હતું. ગોવિંદમાણિક્યનું હૃદય એ રૂદનસ્વરથી ખિન્ન બન્યું. તેઓ તે ઘરમાં પેઠા. તેમણે જોયું કે, એક તરૂણ એક બાળકને પોતાના સ્કંધ પર બેસાડીને અહીં તહીં ફરતો હતો. બાલક

થરથર કંપતો હતો; થંભી થંભીને રૂદન કરતો હતો. એને જમીન પર મૂકવા અને ઉંઘાડી દેવા તરૂણ અનેક વાર પ્રયત્ન કરતો પણ તે વ્યર્થ નીવડતા.

તરૂણે સંન્યાસી ગોવિંદમાણિક્યને દીઠા. તે આશ્ચર્યચકિત થયો અને અધીર સ્વરે બોલ્યો: "સ્વામીજી, આ બાલકને આશીર્વાદ આપો." રાજ-સંન્યાસીએ પોતાની ભગવી કામળી તે બાળકને ઓઢાડી. બાળકે એમના તરફ જોયું. અસ્પષ્ટ સ્વરે તે કાંઈક બોલ્યો અને પછી પિતાના સ્કંધ પર મસ્તક રાખીને શાંતિથી પડી રહ્યો. બાલકને જમીન પર સૂવાડીને તરૂણે સ્વામીજીને પ્રણામ કર્યા અને એમની ચરણ-રજ લઇને બાલકના કપાળે અને સર્વાંગે લગાડી.

રાજસંન્યાસીએ બાલકને ઉચકયો અને તરૂણને પ્રશ્ન કર્યો: "આ બાલકના પિતાનું નામ શું છે?"

"હું જ તેનો પિતા છું. મારૂં નામ યાદવ છે." તરૂણે ઉત્તર દીધો; અને એની આંખ આંસુભીની બની. તે આગળ કહેવા લાગ્યો: "મારાં ચાર બાલક એકે એકે મરણ પામ્યાં. આ એક બાકી રહ્યો છે અને તે પણ જવા બેઠો છે!" એણે દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

રાજસંન્યાસીએ તરૂણને કહ્યું: "આજની રાત હું તમારે ત્યાં અતિથિ તરીકે ગાળીશ. પણ હું કશું ભોજન કરતો નથી તેથી મારા માટે એવો કોઈ પ્રબંધ કરશો નહિ." એમની સાથેના નોકરો એક ધનવાન કાયસ્થને ત્યાં ઉતર્યા.

જ્યારે સન્ધ્યાકાળ પડી ત્યારે વાયુસંચાલન બંધ પડ્યું. ઝાડીઓમાંથી કંસારીઓના કિરકિર શબ્દ સંભળાવા લાગ્યા. પક્ષી-ગણ માળામાં જતાં કિલબિલાટ મચાવી રહ્યો. ગામથી થોડેક દૂર પુષ્કરણી નદી આવેલી હતી. એની નજીક ચમારીઓનાં ઝૂંપડાં આવેલાં હતાં. એમાંથી નીકળતો ધૂમાડો ઉંચે આકાશમાં ન જતાં અફાટ

જલાશય ઉપર ઘૂમી રહ્યો. પુષ્કરણીને સામે તીર એક જંગલ આવેલું હતું. એ જંગલમાં પુષ્કળ ઝાડ હતાં. એ ઝાડ પરનાં પાંદડાંનું હલન-ચલન થતું નહોતું.

ગોવિંદમાણિક્ય દીવાના ટમટમતા પ્રકાશમાં રોગી બાલકનું મ્લાન મુખ નિહાળતા બેઠા હતા. એમની કામળીમાં લપટાયલો બાળક એમના મુખેથી કહેવાતી કહાણી સાંભળતો હતો. થોડીવારે તે અધવચ્ચે જ ઉંઘી ગયો. રાજસંન્યાસી એક બીજા ખંડમાં જઈને સૂતા. એ રાતે એમને નિદ્રા આવી નહિ. આખી રાત એમને ધ્રુવનું સંસ્મરણ થયા કર્યું. પોતે બોલ્યા: " મેં ધ્રુવને ગુમાવ્યો છે પણ હવે બધાં બાલકોને હું ધ્રુવ પ્રમાણે ગણું છું."

પ્રભાત થવાની તૈયારી હતી ત્યારે બાળકે તેના બાપને પૂછયું: " બાપુજી, શું વાગે છે?"

" ઢોલ વાગે છે, બેટા."

" ઢોલ શા માટે વાગે છે?"

" કાલે પૂજા છે."

" પૂજા! હું પૂજા જોવા જઈશ. મને તમે તે વખતે કાંઈ નહિ આપો?"

" શું આપું, બાળ?"

" મને લાલ શાલ નહિ આપો, બાપુજી?"

" ક્યાંથી લાવું લાલ શાલ? મારી પાસે કાંઈ નથી!"

" તમારી પાસે કાંઈ જ નથી?"

" ના. કેવળ તું એકલો જ મારી પાસે છે!" પિતાએ આમ કહીને લાંબો નિસાસો નાંખ્યો. પાસેના ખંડમાં સૂતેલા રાજસંન્યાસીએ

આ વાતચીત સાંભળી હતી, આ નિસાસાનો સ્વર પણ સાંભળ્યો હતો.

બાલક એ પછી કાંઈ જ બોલ્યો નહિ. ગોવિંદમાણિક્ય ઉઠીને બેઠા થયા; અને એ ઘરવાળાને ખબર આપ્યા વિના જ ઘર બહાર નીકળીને ઘોડેસ્વાર થયા. એમણે રામનગર તરફ પ્રયાણ કર્યું. એ દિવસે એમણે કાંઇ જ ખાધું નહીં; વિશ્રાંતિ લીધી નહીં. રસ્તામાં એક નાની નદી આવી. ઘોડાને તેમાંથી ચલાવીને તે નદી પાર ગયા. બે પ્રહર વીત્યા અને સૂર્યનો સખ્ત તાપ પડવા લાગ્યો ત્યારે તેઓ રામનગર પહોંચ્યા. ત્યાં પોતે બહુ વખત રહ્યા નહિ. સંધ્યાકાળ થતાં પહેલાં તો તેઓ પાછા યાદવને ઘેર આવી પહોંચ્યા. યાદવને તેમણે એક બાજુએ બોલાવ્યો; અને પોતાની ઝોળીમાંથી એક લાલ શાલ બહાર કાઢીને તેના હાથમાં મૂકી; અને કહ્યું: “આજ પૂજા થતી વખતે આ લાલ શાલ તમારા બાળકને આપજો.”

યાદવે અશ્રુપૂર્ણ નેત્રે સ્વામીજીનાં ચરણ ઝાલીને વિનતિ કરી: “આપ જ એ તેને આપો.”

“ના. હું નહિ આપું હું તેને આપું, તેનું કાંઈ ફળ નહિ નીપજે. તમે તેની આગળ મારૂં નામ પણ દેશો નહિ. તમે તેને જ્યારે આ શાલ આપશો ત્યારે તેને જે આનંદ થશે તે મારે જોવો છે. એ આનંદથી એના મુખ ઉપર જે સ્મિત પ્રસરશે તે મારે નિહાળવું છે. બસ. તે પછી હું જતો રહીશ.”

અને જ્યારે લાલ શાલ બાપુજીએ આપ્યાથી બાલકનું ખિન્નવદન હાસ્યથી વિકસિત બન્યું ત્યારે તેનાં દર્શન કરીને રાજસંન્યાસી ત્યાંથી જતા રહ્યા. માર્ગમાં તે મનોગત બોલવા લાગ્યા: “હા! હું કોઇના કામમાં આવ્યો નહિ! આટલાં બધાં વર્ષ મેં રાજ્યનો ઉપભોગ કર્યો પણ લોકોને ઉપયોગી થવાની વિદ્યા હું શીખ્યો જ નહિ! બાલકો

કેવા ઉપાયથી રોગમુક્ત થાય, એ હું જાણતો નથી! હું કેવલ નિરૂપાય અકર્મણ્ય રહીને શોકપરિતાપ કરી જાણું છું! બિલ્હન ઠાકુર જો અત્યારે અહીં હોત, તો, તેમણે જરૂર એનો ઉપાય કર્યો હોત! હે ઈશ્વર, જો હું બિલ્હન ઠાકુર જેવો હોત તો ?"

ગોવિંદમાણિકયે હવે નિશ્ચય કર્યો કે, "હવે અહીં તહીં એકાંતમાં ન ભટકતાં હું જનસમાજમાં રહીશ અને કાંઇ પણ કામ કરતાં શીખીશ."

રામનગરની દક્ષિણ બાજુએ રાજકુલની નજીક મગ જાતિના લોકોનો કિલ્લો હતો. તેમાં ગોવિંદમાણિકયે આરાકાનના રાજાની પરવાનગી મેળવીને રહેવા માંડયું.

ગામમાં જેટલાં બાળક હતાં તે બધાંને ગોવિંદમાણિકયે એકઠાં કર્યાં. ગોવિંદમાણિકયે એક પાઠશાળા ઉઘાડી. તે બાળકોને ભણાવવા લાગ્યા. તેઓ જ્યારે રમતાં હતાં ત્યારે તેઓને તે હોંશથી રમાડતા; અને તેમને ઘેર પણ જતા. ને બાળક માંદા પડતાં તેઓને તે જોવા જતા. બાળકો બધાં જ સ્વર્ગમાંથી ઉતરી આવ્યાં છે એમ નથી. અથવા તેઓ દેવબાળક છે, એમ નથી; એટલું જ નહીં પણ મનુષ્ય અને રાક્ષસમાં શો તફાવત છે, તે તેઓ જાણતાં હોતાં નથી. તેમના માંયે સ્વાર્થ, ક્રોધ, લોભ, દ્વેષ અને હિતાહિતની લાગણીઓ પ્રબળ હતી. આવાં બાલકોને કાંઈ તેમનાં માતાપિતા પાસેથી યોગ્ય શિક્ષણ મળશે એમ પણ નહોતું. આથી તેઓને સુંદર શિક્ષણ આપવાની ગોવિંદમાણિકયે જરૂર વિચારી. કિલ્લો નકકામો પડયો હતો. તેમાં જાણે ઓગણપચાસ વાયુ અને ચોસઠ તત્ત્વો મળીને રહેવા લાગ્યા. ગોવિંદમાણિકયે અનેક ઉપાયો વડે તે બાળકોને મનુષ્ય બનાવવાના યત્નો અત્યંત ધૈર્યથી કરવા માંડયા. મનુષ્યનું જીવન કેવું શ્રેષ્ઠ છે, અને કેવા કેવા યત્નો વડે તેનું રક્ષણ કરવું જોઈએ એની માહિતી

તેને પુષ્કળ હતી. આસપાસનાં માણસો કર્તવ્યમાં પરાયણુ બને, એવી તેની ઈચ્છા હતી. અસંખ્ય ફલપ્રાપ્તિથી યુક્ત એવા આ મનુષ્ય-જન્મનું સાર્થક કરવાની તેની ઈચ્છા હતી. આ પ્રયત્નોમાં જ તે પોતાનું આયુષ્ય વીતાવવા; આ પ્રયત્નો માટે જ તે કષ્ટ સહન કરવા અને વિઘ્નો દૂર કરવા ગોવિંદમાણિકયે નિર્ધાર કર્યો હતો. ફક્ત દુઃખ એ જ એક બાબતનું હતું કે – આ કર્તવ્ય હજી સંતોષકારક રીતે બજાવી શકાતું નથી. બિલ્હન ઠાકુર જો સાથે સાથે હોય તો ઘણું ઠીક એમ રાજસંન્યાસીને લાગ્યા કરતું. છતાંય સેંકડો ધ્રુવ સાથે તે યથાશક્તિ પોતાના કર્ત્તવ્યમાં રત રહીને સમય ગાળવા લાગ્યા.

## ૪૩

શાહસુજા તેના ભાઈ ઔરંગઝેબની સેનાથી પરાજિત થયો; અને તેને નાસવું પડ્યું. પ્રયાગ નજીક તે રણભૂમિમાં હાર્યો. સુજાથી આ પરિસ્થિતિમાં પોતાનાં માણસો ઉપર વિશ્વાસ બેસાડી શકાયો નહિ. અપમાનિત થવાથી તે વેષપરિવર્ત્તન કરીને એકલો જ નાસી છૂટ્યો. તે જ્યાં જતો ત્યાં વિજયપતાકા સાથે શત્રુસેના આવી પહોંચતી. જાણે તેની પાછળ જ તે પડી હોય એમ તેને લાગવા માંડ્યું. આખરે તે પાટણ પહોંચ્યો. ત્યાં પહોંચીને તેણે નવાબગિરી ધારણ કરી. પણ ઔરંગઝેબનો પુત્ર મુહંમદ સેના સહિત પાટણમાં દાખલ થયો. પરિણામે, આ નવાબને ત્યાંથીયે નાસવું પડ્યું. સુજા મુંગેર પહોંચ્યો. ત્યાં તે નવી સેના એકઠી કરી શક્યો. તેલીયાગઢ અને સિકલીગલી નામના કિલ્લાઓનું સમારકામ કરીને અને નદી કિનારે દિવાલો ચણાવીને તે પોતાનું રક્ષણ કરવા લાગ્યો.

ઔરંગઝેબે સેનાપતિ મીરજુમલાને મુહંમદની કુમકે મોકલ્યો. મુહંમદે મુંગેર પાસે આવીને છાવણી નાંખી. મીરજુમલાએ બીજે ગુપ્ત

રસ્તે થઈને મુંગેરપર હુમલો કર્યો. સુજાના અને મુહંમદના લશ્કરને લડાઈ થતી હતી તે દરમ્યાન ખબર આવી કે, મીરજુમલા મોટી સેના સહિત વસંતપુરથી આવીને મુંગેરમાં દાખલ થયો છે! સુજાને હવે મુંગેર પણ તજી દેવું પડયું. રાજમહેલ છોડીને તે નાઠો. તેનાં બાળકો તેની સાથે હતાં. બાદશાહી ફોજે તેનો પીછો પકડયો. સુજાએ છ દિવસ સુધીએ ફોજ સામે ટક્કર ઝીલી હતી. પરંતુ અંતિમ યશનાં ચિહ્ન નહિ જણાયાથી અને રક્ષણનો કાંઈ ઉપાય નહિ રહ્યાથી અંધારી રાતે પોતાનાં બાળકો સાથે અને જેટલું બન્યું તેટલું ધન સાથે લઈને તે નદીપાર ઉતરી ગયો. તે તોડા ખાતે ગયો. ત્યાં કિલ્લાની મરામત કરીને તે રહેવા લાગ્યો. વરસાદના દિવસો હતા. નદીઓ પાણીથી ભરાઈ ગઈ હતી. શાહી ફોજ આથી નદીપાર ઉતરી શકી નહિ.

આ લડાઈ પહેલાં શાહઝાદા મુહંમદ સાથે સુજાની દીકરીનું લગ્ન કરવાની વાતચીત નક્કી થઈ ગઈ હતી. પરંતુ લડાઈ શરૂ થવાથી એ બાબત ભૂલાઈ ગઈ હતી. વરસાદને લીધે લડાઈ બંધ રહી. મીરજુમલા રાજમહાલથી થોડેક દૂર છાવણી નાંખીને પડયો હતો. એ વખતે તોડાના કિલ્લામાંથી એક સ્વાર નીકળીને શાહઝાદા મુહંમદ પાસે ગયો. તેણે તેના હાથમાં એક પત્ર મૂકયો. શાહઝાદાએ પત્ર ઉઘાડયો. સુજાની પુત્રીએ તેમાં લખ્યું હતું કે:

"શાહઝાદા સહાબ, મારા નસિબમાં શું આ જ લખેલું છે કે? મારા મનથી મેં જેને ખાવિંદ માન્યો, મારૂં દિલ દઈ દીધું; અંગુઠીની અદલાબદલી પણ કરી લઈને મારી સાથે શાદી કરવા જેની મંજુરી મેળવી, તેજ આજે હાથમાં ખુલ્લી તલવાર સાથે મારા પિદરનું ગળું કાપવા આવી પહોંચ્યા છે!! મારે શું આવું જોવાનું છે? મારી અને આપની શાદીની મિજલસ શું આ રીતે થનાર છે? આ રાજમહાલ એટલા ખાતર જ લાલ બનનાર છે? લોખંડી જંજીર લઈને, શાહઝાદા, તમે એટલા માટે આવ્યા છો કે, ઈશ્કની જંજીર ફોગટ નીવડી છે? અફસોસ!"

આ પત્ર વાંચીને શાહઝાદાને લાગ્યું કે, ધરણી પગ નીચેથી સરકવા લાગી છે! તેનું હૈયું કંપવા લાગ્યું. તેની બેઠક ડોલવા લાગી. મનની શાંતિ ઉડી ગઈ. એને લાગ્યું કે, આ પ્રેમબંધનને બાદશાહી સંમતિ મળી શકશે નહિ! સલ્તનતની આશા અને બાદશાહી મહેરબાનીને તેણે ફારગતી આપી. તેના નૂતન તારૂણ્યમાં પ્રજ્વલિત પ્રેમાગ્નિએ આગામી હાનિલાભનો હોમ કરી દીધો. પરવરદિગારની હઝારોવાર માફી માગીને પોતાનાં ગેરઈન્સાફી કામ બદલ તે લજ્જિત થયો. શાહઝાદાને તેનાં પિતાનાં કામો એકંદરે અન્યાયી અને કઠોર લાગ્યાં. પહેલેથી જ તેને પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કરવાની ટેવ હતી. તેની આ ટેવને લીધે બાદશાહ, તેના ઉપર કોઈ કોઈ વાર ગુસ્સો કરતા. પણ આજ તેણે પોતાની સેનાના આગેવાન અમલદારોને એકઠા કર્યા અને બાદશાહની નિર્દયતા, કઠોરતા, કુટિલતા અને અત્યાચાર સંબંધી ખેદ દર્શાવીને કહ્યું: "હું મારા કાકાને મળવા તોડા જાઉં છું. જો તમે મારા ઉપર પ્રેમ રાખતા હો, તો, મારી સાથે ચાલો."

સૌએ વિચાર કરીને જાહેર કર્યું કે, છાવણીમાંથી લગભગ અર્ધી સેના આવતી કાલે તેની સાથે તોડા જશે. મુહંમદ તે દિવસે નદી ઉતરીને શાહસુજાને જઈ મળ્યો. તોડામાં આનંદ છવાઈ રહ્યો. લડાઈની વાતો વિસરાઈ ગઈ. આટલા દિવસ એકલા પુરુષો જ કામકાજમાં રાત્રિદિવસ મગ્ન રહેતા. પણ આ વખતે તો સ્ત્રીઓ પણ કામકાજમાં એટલી બધી ગુંથાઈ ગઇ કે, તેમને શ્વાસોશ્વાસ લેવાની પણ ફુરસદ મળતી ન હતી. સુજાએ ભારે પ્રેમથી અને સંતોષથી મુહંમદનું સ્વાગત કર્યું. સુજાની પુત્રી અને ઔરંગઝેબના પુત્રની શાદીનો જલસો રચાયો. એ કામકાજ પૂરું થયું ન થયું એટલામાં બાદશાહી ફોજ આવે છે, એવી ખબર આવી પહોંચી!

મુહંમદ સુજા પાસે ગયે હતો; પણ બાદશાહની આખી ફોજ તેની સાથે ન હતી. શાહઝાદો નકકામો વિપત્તિસમુદ્રમાં પડે છે, એમ જો

ઓને લાગ્યું તેઓ તેની સાથે ગયા ન હતા. સુજા અને મુહંમદને વિશ્વાસ હતો કે, બાદશાહની ફોજનો મોટો ભાગ રણભૂમિમાં મુંહમદની સાથે મળી જશે અને એ આશાથી તેઓએ બાદશાહી ફોજ સામે રણભેરી વગાડી. બન્ને બાજુઓ લડવા લાગી. દરમ્યાન, એક મોટી ટૂકડીને પોતાની તરફ આવતી જોઈ ને મુહંમદને આનંદ થયો; એ ટૂકડી પોતાની ફોજમાં ભળી જવા આવે છે એમ તેણે માની લીધું પરંતુ તે ઠગાયો ! તે ટૂકડીએ નજીક આવતાં જ બંદૂકોમાંથી ગોળીઓ છોડવા માંડી. હવે શાહઝાદાની આંખ ઉઘડી! પણ એ નિરૂપયોગી હતી! પોતાનું રક્ષણ કરી લેવાનોયે અવકાશ રહ્યો ન હતો! સુજાની સેનામાં નાસભાગ થઈ રહી. તેનો મોટો પુત્ર સમરભૂમિમાં સૂતો.

હતભાગી સુજા, એ જ રાત્રે એક વહાણમાં બેસી ગયો. એની સાથે એનો જમાઈ અને છોકરાં હતાં. તેઓ ઢાકા પહોંચ્યાં. મીરજુમલા તેઓની પાછળ પડયો નહિ. જે મુલ્ક તેણે તાબે કર્યો હતો તેમાં વ્યવસ્થા જાળવવાના કામકાજમાં તે ગૂંથાયો.

સુજાના દુઃખી દિવસો શરૂ થયા. તેની પાસે હવે અન્ય કોઈ સ્નેહી સંબંધી ન હતાં – સિવાય કે જમાઈ અને તેનાં પોતાનાં બાળકો. મુહંમદ પોતાનાં ધન, પ્રાણ અને સન્માનની કશી જ પરવા કર્યા વિના સુજાની સાથે જ રહ્યો. સુજાના હૃદયમાં, આથી, તેના માટે શંકાઓ રહી નહીં અને વિશુદ્ધ પ્રેમ ઉપજયો. તે અંતઃકરણથી મુહંમદ પર પ્રીતિ કરવા લાગ્યો. એ વખતે ઔરંગઝેબનો એક જાસૂસ એક પત્ર સહિત ઢાકામાં પકડાઈ ગયો. તેને સુજા પાસે લાવવામાં આવતાં તેની પાસેનો પત્ર ઝૂંટવી લઈને સુજાએ વાંચ્યો. તેમાં ઔરંગઝેબે મુહંમદને લખેલું હતું કેઃ–

" ચશ્મેનૂર પ્યારા મુહંમદ, મેં તને જે કામ માટે મોકલ્યો હતો, તે હજી તેં પૂરું કરેલું જણાતું નથી. ઔરતના કપટ ભરેલા હસ-

વામાં ફસાઈને તારી ફરજ તું ભૂલ્યો છું. એ અફસોસની વાત છે કે, જેને હસ્તક સારીયે મુગલ સલ્તનતનો કારોબાર મૂકાવાનો છે તે આજ એક નાજનીનનાં ચશ્મનો શિકાર બન્યો છે! ખેર! જે થઈ ચૂક્યું તેની વાત નથી પણ હજીયે જો તું ખુદાતાલાના સોગંદ લઈને અફસોસી જાહેર કરે તો હું તને માફી આપીશ. અને જે કામ માટે મેં તને મોકલ્યો છે તે પૂરૂં બજાવીશ તો મારી તમામ મહેરબાનીને લાયક બનીશ."

આ લિફાફો વાંચતાં સુજાના હૃદયમાં ગભરાટ ફેલાયો. ભત્રીજો અને જમાઈ, મારો પ્રાણ લેવાની તક શોધે છે, એની શંકા તેને ઉપજી રહી! મુહંમદે બહુવાર તેને કહ્યું કે–મારા પિદરની આ કપટજાળ છે, પણ સુજાનો સંદેહ દૂર થયો નહિ. ત્રણ દિવસ સુધી વિચાર કર્યા પછી ચોથે દિવસે સુજાએ તેને કહ્યું: "પ્યારા મુહંમદ, આપણા વચ્ચેનો પરસ્પર વિશ્વાસ કમી થઈ ગયો છે. આથી તારી સ્ત્રી સહિત તું અહીંથી ચાહે ત્યાં જતો રહે. હું તારી સાથે રહું તો મારા દિલમાં રાતદિવસ તૂફાન થયા કરશે; મારી બેદિલી વધતી જશે. મારા ખજાનામાંથી જેટલું ફાવે તેટલું જરજવાહર લઈને તું અને તારી સ્ત્રી ચાલ્યાં જાઓ."

સખેદ અને લાચારીથી મુહંમદને સુજાની સૂચનાનો અમલ કરવો પડ્યો. તે એના જવા બાદ સુજા મનમાં બોલ્યો: "હવે હું લડાઈ કરીશ નહિ. ચટગામ બંદરેથી એક વહાણમાં બેસીને મક્કે હજ કરવા જઈ શ."

સુજા વેશપરિવર્ત્તન કરીને ઢાકા છોડી ગયો.

૪૪

વર્ષાઋતુમાં એક દિન ત્રીજે પ્રહરે એક ફકીર ત્રણ બાળકો અને એક નોકર સહિત ગોવિંદમાણિક્ય જે કિલ્લામાં વસતા હતા તે કિલ્લા તરફ આવતો હતો. એ બાળકો ઘણાં થાકી ગયાં હોય એવાં દેખાતાં હતાં. વાયુના ઝપાટાઓ સાથે વરસાદ જોરથી પડતો હતો. ફકીર સાથેનાં બાળકો ૧૪ થી વધારે વયનાં ન હતાં. ઠંડીથી તે કંપતાં હતાં. એક બાળકે કહ્યું: "બાબા, હવે મારાથી ચાલી શકાતું નથી!" બાળકે રડવા માંડયું. ફકીરે તેને કાંઈ ન કહેતાં પોતાની ગોદમાં લીધું. મોટા બાળકે તે નાના બાળકને દમ ભીડાવ્યો: "રસ્તામાં આવી રીતે રડવાથી શો ફાયદો? ચૂપ રહે! બાબાને હેરાન ના કર." નાના બાળકે રોવું બંધ કર્યું. તેણે ચૂપકીદી ધારણ કરી. તેઓ આગળ ચાલવા લાગ્યાં. વચલ્યા બાળકે ફકીરને પૂછયું: "હવે આપણે ક્યાં જઈશું?"

"પેલો સામે કિલ્લો દેખાય છે તેમાં." ફકીરે કહ્યું:

"ત્યાં કોણ રહે છે?"

"એમ સાંભળ્યું કે, એક રાજ–સંન્યાસી તેમાં વસે છે."

"રાજા સંન્યાસી બનીને કેમ રહેતો હશે?"

"એ હું જાણતો નથી. તેના ભાઈએ તેને કુતરાની પેઠે દેશમાંથી કાઢી મૂકેલો છે, એમ સાંભળ્યું છે. તેણે આનાં તમામ રાજપાટ, માલખજાનો વગેરે ઝૂંટવી લીધાં એટલે આ બિચાર હાયપીટ કરતો દેશેદેશ ભટકે છે! સંન્યાસીનાં કપડાં સિવાય તેની પાસે બીજું કશું રહ્યું નથી! એક અંધારી ગુફામાં તે રહે છે, એમ કહેવાય છે. એના ભાઈના કપટભરેલા પંઝામાંથી છૂટીને રહેવા માટે એ બિચારાને કોઈ બીજી જગ્યા મળતી નથી!" ફકીરે આમ કહીને ખૂબ જોરથી પોતાના હોઠ દાબ્યા. હૃદયનો આંતર્વેગ, આ રીતે, એણે ખાળ્યો.

મોટા બાળકે પૂછ્યું: "સંન્યાસી કિયા દેશનો રાજા હતો?"

"ખબર નથી."

"તે આપણને જગ્યા નહિ આપે તો?"

"એકાદ ઝાડ નીચે પડી રહીશું. આપણે વળી જગ્યા કેવી?"

સૂર્યાસ્ત પહેલાં એ કિલ્લામાં ફકીર અને સંન્યાસીનો ભેટો થઈ ગયો. એકમેકને નિહાળીને ઉભયે આશ્ચર્યચકિત થયા. ગોવિંદમાણિક્યે લક્ષપૂર્વક તે ફકીરનું અવલોકન કર્યું. ફકીર ખરો ફકીર નહિ હોય એમ તેને લાગ્યું. સ્વાર્થથી ભરપૂર નાની મોટી સેંકડો વાસનાઓનો હૃદયથી ત્યાગ કર્યા પછી, શુદ્ધ મનથી ઈશ્વરસ્મરણ કર્યા બાદ, જે એક પ્રકારની તેજસ્વિતા મુખમંડલપર પ્રકાશિત થાય છે તે તેજસ્વિતા, રાજ–સંન્યાસીએ આ ફકીરના મુખ પર જોઈ નહિ. ફકીર લજ્જિત દેખાતો હતો; ચકિત બનેલો દેખાતો હતો. તેના હૃદયમાંની તૃષિત વાસના જાણે તેનાં નેત્રમાંથી ડોકિયાં કરતી હતી. તેના મનમાં રહેલી હિંસાવૃત્તિ જાણે આપોઆપ તેને ખાતી હતી. ફકીરની સાથે જે ત્રણ

બાળક હતાં તેમનાં થાકયાં પાકયાં સુકુમાર સુંદર શરીર પર એક પ્રકારનો ગૌરવભર્યો સંકોચ જણાતો હતો. તેઓના જન્મથી માંડીને અત્યારપર્યંત તેમનું રક્ષણ ભારે દક્ષતાથી અને ઈન્જતભેર કરવામાં આવ્યું હોવું જોઈએ, અને તેઓના પગ કદાપિ જમીન પર પડ્યા હોવા જોઈએ નહિ; કારણકે, એમનાં કષ્ટધૈર્યા સુકુમાર વદન પરથી એમને પગે ચાલતાં દુઃખ થતું હતું, એમ કળી શકાતું હતું. પગે ચાલવાથી પગનાં આગળાં ધૂળખરડયાં બને છે, એવો અનુભવ આ બાલકોને અત્યાર અગાઉ થયો નહિ હોય. ધૂળભરી, દારિદ્રયસબડતી આ ધરણી પર પગલાં માંડતાં જે તિરસ્કાર ઉત્પન્ન થાય છે, તે આ બાળકોના ચહેરામાંથી ટપકતો હતો. સુખવૈભવ અને ધૂળ, એ બે વચ્ચેના અંતરનો વિચાર કરતાં ડગલે ને પગલે તેઓ પૃથ્વીનો ધિઃક્કાર કરતાં દેખાતાં હતાં. સુખસાહેબીમાંથી હડસેલાઈ મૂકાયાથી એમને બહુ કષ્ટ થતું હોય એમ પૃથ્વી પર તેઓ ક્રોધ કરતાં જણાતાં હતાં. જે જે બાબતોથી દુઃખ ઉપજે છે, તે તે બાબતો સાથે તેઓ વેર રાખતાં ભાસતાં હતાં. આવાં લોકો એમ સમજતાં જણાય છે કે-ઈતર લોકની સાધારણ અવસ્થા એટલે ફાટયાંતૂટયાં મેલાં કપડાં અને ગરીબી એટલે મોટી બેઅદબી! દરિદ્રી લોક જ્યારે તેમને આંગણે ભીખ માગવા જાય ત્યારે તેમનાં ફાટેલાં મેલાં ગંદા વસ્ત્ર જોઈને, તેમના તરફ તિરસ્કારથી તેઓ વધ્યુંસધ્યું ખાવાનું ફેંકે-જેમ એક કુતરાંને ટૂકડા ફેંકતાં હોય તેમ! કોઈ વાર નાકનાં ટીચકાં ચઢાવીને થોડાક પૈસા તેઓ તરફ ફેંકે! ખરેખર, આવાં લોકો જગતમાં સુખ અને સન્માનથી વિમુખ બને છે, એ કેવળ જગતનું અભાગ્ય છે!

પણ આવા નિરર્થક વિચાર ગોવિંદમાણિક્યના મનમાં બિલ્કુલ ઉદ્‌ભવ્યા નહિ. એમનાં લક્ષણ નિહાળીને ગોવિંદમાણિક્ય સમજી ચૂક્યા કે, આ લોકો આ વેષને અનુરૂપ, તમામ વાસનાનો ત્યાગ કરીને જગતપર ઉપકાર કરવા માટે બહાર નીકળ્યાં નથી; પરંતુ પોતાની

ઇચ્છા પરિપૂર્ણ થઈ નથી; તેથી રૂષ્ટ બનીને જ જગતમાં વિચરી રહ્યાં છે. તેઓ જે વાંચ્છે છે, તે આ જગતમાં પ્રાપ્ત થઈ શકશે કે? ફકીરના દિલમાં આ બાબતની ફીકર થઈ રહી હતી, પરંતુ જગતમાં તેના નસિબને યોગે તેને જે પ્રાપ્ત થયું તે ગ્રહણ કરીને તે કેમ બેસી રહેતો ન હતો? જગત તેની ઇચ્છાનુસાર તેને સુખ દેતું નહતું. એટલે જગત પર ક્રોધ કરીને, જગતને અગ્રાહ્ય રૂપ સમજીને, જગતનો પરિત્યાગ કરીને, જગતથી તે દૂરને દૂર જતો રહેતો હતો!

ફકીરે જ્યારે ગોવિંદમાણિકયને જોયો ત્યારે તેના વિષે તેણે અગાઉ કરેલો ખ્યાલ તદ્દન ભૂલભરેલો જણાયો. એને 'રાજા' કહીને સંબોધવો કે 'સંન્યાસી' કહીને સંબોધવો એની સમજ ફકીરને પડી નહિ. તેણે મનમાં એવી કલ્પના કરી હતી કે, તે એકાદ જાડો-પાડો આસામી હશે; તેણે માથે મોટું પાઘોટું પહેર્યું હશે, તે લંબોદર હશે; તે જમીન પર સૂઈ રહેતો હશે અને પોતાના સાધુત્વ માટે ગર્વ કરતો હશે. પણ આમાંનું કશું જ તેણે નિહાળ્યું નહિ! સંન્યાસીને જોતાંજ ફકીરને ખ્યાલ આવી ગયો કે, તેણે પોતાના સર્વ અભિલાષનો ત્યાગ કરેલો છે; છતાં પણ તેની અભિલાષાઓ સાર્થક થાય છે. કશું જ નહિ વાંચ્છીને સંન્યાસીએ બધું જ પ્રાપ્ત કરી લીધું છે. જે પ્રમાણે તેણે આત્મસમર્પણ કર્યું છે તે પ્રમાણે આખા જગતે પોતાને આપોઆપ તેની સેવામાં અર્પણ કર્યું છે. ફકીરે સંન્યાસીનો કશોજ રાજકીય ઠાઠમાઠ જોયો નહિ, છતાં તે 'રાજા' કહેવરાવવા યોગ્ય છે, એમ તેને લાગ્યું; જગતનાં સર્વ કર્મ કરતો હોવા છતાં તેણે સંન્યાસ ધારણ કરેલો હતો, એટલે 'સંન્યાસી' કહેવરાવવા યોગ્ય છે એમ તેને લાગ્યું. અને તેથીજ તે ગૂંચવણમાં પડી ગયો કે, તેને રાજા એકલો જ ન કહી શકાય; તેમ, સંન્યાસી એકલો જ કહી ન શકાય!

ગોવિંદમાણિકયે અતિથિઓ પ્રત્યે ખૂબ આદર દર્શાવ્યો. તેણે તેઓની સેવા અનેકવિધ રીતે કરવા ચાહી; પણ તેમણે તે પ્રત્યે

અનાદર બતાવ્યો. મોટા બાળકને ગોવિંદમાણિક્યે પૂછ્યું: "રસ્તામાં ચાલવાથી તમને ખૂબ થાક લાગ્યો છે ને?" ત્યારે તેણે કાંઈ જ ઉત્તર ન દીધો અને ફકીરની ગોદમાં જઈને તે ભરાયો. ગોવિંદમાણિક્યે એ સૌને કહ્યું: "તમારાં આ સુકુમાર શરીર રસ્તામાં ચાલવા યોગ્ય નથી. તમે આ કિલ્લામાં રહો. હું તમારા માટે બધી વ્યવસ્થા કરી આપીશ; કોઈ પણ પ્રકારનું કષ્ટ પડવા દઈશ નહિ." પણ આનો ઉત્તર દેવો ઉચિત છે કે નહિ; અથવા તો, ઉચિત હોય તો, શો ઉત્તર દેવો તેની સમજ પડી ન હોય તેમ, તે બાળકો એક બીજાનાં મુખ તરફ જોવા લાગ્ય; અને પછી ફકીર તરફ જોવા લાગ્યાં.

ફકીરે ગંભીરે સ્વરે કહ્યું: "ઠીક છે. અમે થોડાક દિવસ તમારા આ કિલ્લામાં રહીશું." જાણે ગોવિંદમાણિક્ય ઉપર ખૂબ જ ઉપકાર કર્યો હોય એવી રીતે તેણે આ જવાબ દીધો. ફકીર તે પછી મનમાં બોલ્યો: "સમસ્ત બંગાલા પ્રાંતનો નવાબ શાહસુજા હું છું એવું આ માણસ જાણશે ત્યારે તેને ત્યાં રહેવામાં મેં કરેલા ઉપકારથી તેને જરૂર ખૂબ ખુશાલી થશે."

તે ત્રણ બાળકો રાજ–સંન્યાસી સાથે કોઈ પ્રકારનો સંબંધ રાખી શકયાં નહિ; અને ફકીર અપેક્ષારહિત દેખાતો હતો. તેણે ગોવિંદમાણિક્યને પૂછ્યું: "મેં સાંભળ્યું છે કે, તમે એક વખત રાજા હતા. તમે કયાંના રાજા હતા?"

"ત્રિપુરાનો."

બાળકોએ ત્રિપુરાનું નામ કદી સાંભળ્યું નહોતું, તોપણ તે સાંભળતાં તેઓને મન તે હલકું લાગ્યું.

ફકીરે પૂછ્યું: "તમે પદભ્રષ્ટ કેવી રીતે થયા?"

ગોવિંદમાણિક્યે થોડો વખત મૌન ધારણ કર્યા પછી ઉત્તર

દીધો: "બંગાળાના નવાબ શાહસુજાએ મને રાજ્ય–નિર્વાસિત કર્યો." નક્ષત્રરાયનું નામ તેમણે દીધું નહિ.

આ ઉત્તર સાંભળીને ત્રણે બાળકો ચકિત થઈને ફકીરના મોં સામે જોઈ રહ્યાં. ફકીરનો ચહેરો ફિક્કો પડી ગયો. જાણે એકાદ જૂની વાત યાદ આવી હોય એમ તેણે કહ્યું: "તમારો ભાઈ જ તમારી હદ્‌પારીના કારણ રૂપ બન્યો હતો તેથી જ તમારે રાજપાટ તજીને સંન્યાસી થવું પડ્યું!"

આશ્ચર્યચકિત થઈને ગોવિંદમાણિક્યે પૂછ્યું: "આપે કેવી રીતે આ વાત જાણી?" પુનઃ એમના મનમાં વિચાર આવ્યો કે, એમાં આશ્ચર્ય શું છે? શું આ આશ્ચર્ય પામવા જેવી વાત છે? કોઈ પણ માણસને મોંયેથી તેણે આ વાત જાણી હોય, એ સંભવિત છે.

ફકીરે તત્કાળ કહ્યું: "હું બરાબર જાણતો નથી. મેં કેવળ અનુમાનથી આમ કહ્યું."

રાત પડી. ફકીર બાળકોને લઈને ઉંઘાડવા ગયો, પણ આખી રાત તેને ઉંઘ આવી નહિ. જાગૃત અવસ્થામાં પણ તેને ખરાબ સ્વપ્ન આવવા લાગ્યાં. ઘડીએ ને પલકે તે ચોંકી ઉઠતો રહ્યો. બીજે દિન પ્રાતઃકાલે ગોવિંદમાણિક્ય પાસે આવીને ફકીરે કહ્યું: "એક ઘણું જ અગત્યનું કામ હોવાથી અમે અહીં વધારે દિવસ રોકાઈ શકીએ તેમ નથી. એટલે આજે જ અમે અહીંથી જઈશું."

ગોવિંદમાણિક્યે કહ્યું: "બાળકો ખૂબ થાકી ગયેલાં જણાય છે. હજી થોડાક દિવસ તેમને અહીં આરામ લેવા દો, પછી આપને ચાહે ત્યાં જજો."

આ સાંભળીને બાળકોને ક્રોધ ઉપજ્યો. મોટો બાળક ફકીર તરફ જોઈને કહેવા લાગ્યો: "અમે કાંઈ અજ્ઞાન છોકરાં નથી. જરૂર પડે, તો, અમે ખુશીથી કષ્ટ સહન કરી શકીએ છીએ."

ગોવિંદમાણિકયના સ્નેહભર્યા સંભાષણથી બાળકોને માઠું કેમ લાગ્યું એની કોને ખબર? એમને સન્માન સાથે રહેવાની ઇચ્છા જ નહોતી. એટલે ગોવિંદમાણિકયે વધુ આગ્રહ કર્યો નહિ. ફકીર ઉપડી જવાની તૈયારીમાં રોકાયો.

એ વખતે કિલ્લામાં એક અતિથિ આવ્યો. એને જોતાં જ રાજ-સંન્યાસી અને ફકીર બન્ને જણ ચકિત થઈ ગયા. ફકીરનો ચહેરો મ્લાન બની ગયો. હવે શું કરવું, એની તેને સમજ પડી નહિ. ચકિત થતો તે આમતેમ જોવા લાગ્યો. રાજ-સંન્યાસીએ અતિથિને પ્રણામ કર્યા. એ અતિથિ અન્ય કોઈજ નહિ પણ રાજકુલગુરૂ રઘુપતિ હતો!

રઘુપતિએ ગોવિંદમાણિકયને આશીર્વાદ દીધો: "વિજય થાઓ."

રાજ-સંન્યાસીએ અત્યંત વ્યગ્રતાથી પૂછ્યું: "તમે નક્ષત્રરાય પાસેથી આવ્યા? એની કાંઇ ખબરઅંતર?"

રઘુપતિએ કહ્યું: "નક્ષત્રરાય કુશલ છે. આપે એની ચિંતા કરવાની જરૂર નથી." આકાશ તરફ હાથ ઉંચા કરીને તેણે કહ્યું: "જયસિંહે મને આપની પાસે મોકલ્યો છે. તે હવે આ જગતમાં નથી. જ્યાં સુધી એના આત્માની ઝંખના હું પૂર્ણ કરી શકીશ નહિ ત્યાં સુધી મને ચેન પડવાનું નથી. હું હવે આપની પાસે રહીશ; અને આપનાં પ્રત્યેક કાર્યમાં સહાય કરીશ."

રઘુપતિનો આશય ગોવિંદમાણિકય સમજી શકયા નહિ. એમણે મનમાં પ્રશ્ન કર્યો: "રઘુપતિ પાગલ તો બની ગયો નથી ને?" રઘુપતિના પ્રલાપના ઉત્તરમાં તેમણે કાંઇ કહ્યું નહિ.

રઘુપતિ ફરીથી કહેવા લાગ્યોઃ "મેં જોયું કે, સુખ કોઈ બાબતમાં નથી. હિંસામાં સુખ નથી. રાગદ્વેષમાં સુખ નથી. પ્રભુતા મળે તો તેમાં પણ સુખ નથી. આપે જે માર્ગનું અવલંબન કર્યું છે, તેમાં જ સુખ છે. મેં આપની સાથે ખૂબ દુશ્મનાવટ કરી! આપને મેં ઘણું દુઃખ દીધું. હાય! મેં આપનું બલિદાન દેવાની ઇચ્છા કરી હતી! આજ આપની સમક્ષ મારૂં સમર્પણ કરવા હું આવ્યો છું!"

ગોવિંદમાણિક્યે કહ્યુંઃ "આપે મારા ઉપર અસંત ઉપકાર કર્યો. મારો શત્રુ મારી સાથે છાયા પ્રમાણે ફરતો હતો. આપે મને તેના પાશમાંથી છોડાવ્યો."

રઘુપતિએ કહ્યુંઃ "મહારાજ, મેં આટલા દિવસ સુધી જીવહિંસા કરીને જે પિશાચિણીની સેવા કરી હતી તે જ હવે મારા હૃદયમાંના રક્તનું શોષણ કરે છે! રક્તપિપાસુ એ જડતાનો, મૂર્ખતાનો ત્યાગ કરીને હું આજ અહીં આવ્યો છું. તે હવે મહારાજાના રાજ્યમાં છે; દેવીના મંદિરમાં નથી. તે હવે રાજદરબારમાં પ્રવેશ કરીને સિંહાસન ઉપર ચઢી બેઠી છે!"

"દેવમંદિરમાંથી જો તે નીકળી ગઈ છે તો મનુષ્યહૃદયમાંથી તે કાળાન્તરે પણ નષ્ટ થશે જ." મહારાજાએ કહ્યું.

એ વખતે પાછળથી એક પરિચિત સ્વર સંભળાયોઃ "નહિ મહારાજ, મનુષ્યનું હૃદય એજ યથાર્થ મંદિર છે. એજ જગ્યાએ સરાણ પર શસ્ત્રની ધાર ચઢાવવામાં આવે છે. એજ જગ્યાએ શત–સહસ્ર મનુષ્યોની હિંસા થાય છે. દેવમંદિરમાં તો કેવલ એક સાધારણ અભિનય થાય છે!"

આશ્ચર્યચકિત બનીને મહારાજાએ મોં પાછું વાળીને જોયું તો,

બિલ્હન ઠાકુરની પ્રસન્ન મૂર્તિ દેખાઈ! રાજાએ તેમને પ્રણામ કર્યા અને ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "આજ મારા આનંદનો પારાવાર નથી!"

બિલ્હન ઠાકુરે કહ્યું: "મહારાજાએ અંતઃકરણને જીતીને આખાયે જગતને જીત્યું છે. મહારાજાના શત્રુ અને મિત્ર આજ એમના દ્વારમાં એકત્ર ભાવે ઉભા છે!"

આ વખતે ફકીર આગળ આવીને બોલ્યો: "મહારાજ, હું તમારો એક મોટો દુશ્મન છું. હું આજ મારી જાતે આપની આગળ રજુ થાઉં છું." બાદ રઘુપતિ તરફ જોઈને તેણે કહ્યું: "આ બ્રાહ્મણ મને ઓળખે છે. હું જ સુજા—બંગાળાનો નવાબ શાહસુજા હું જ. આપને નિરપરાધીને રાજ્ય બહાર કાઢનાર હું જ હતો; અને એ પાપનાં ફળ હવે હું ભોગવી રહ્યો છું. મારા ભાઈની હિંસાપિશાચિણી મારા રૂધિરની તૃષ્ણાથી મારી પાછળ જ લાગુ રહેલી છે. મારા પોતાના રાજ્યમાં પગ મૂકવાની મારા માટે જરાકે જગ્યા રહી નથી! હું આપની સમક્ષ મારૂં સમર્પણ કરૂં છું. આપનું અભયદાન વાંચ્છું છું."

મહારાજાએ નવાબને આલિંગન કર્યું અને કહ્યું: "આજ મારા ભાગ્યની સીમા રહી નથી!"

રઘુપતિ બોલ્યો: "મહારાજ, આપની સાથે શત્રુત્વ કરનારને પણ લાભ થાય છે. આપની સાથે મેં શત્રુતા કરી તો આજ આપનાં ચરણમાં પડવા હું આવી શક્યો—નહિ તો, મને આપની પ્રાપ્તિ કદાપિ થઈ નહોત!"

રાજા બોલ્યા: "રાજકુલગુરૂથી આવું ન કહેવાય. હું તો આપનાં ચરણની રજમાત્ર છું." બિલ્હન ઠાકુરે હસીને પુરોહિતને કહ્યું: "ઠીક

છે. જાળમાં સપડાયા પછી જો કોઈ તેમાંથી છૂટવા અથવા નાસી જવા યત્ન કરે છે. તો તેનું ગળું વધારે ને વધારે જકડવામાં આવે છે!"

રઘુપતિ બોલ્યો: "હવે હું નિર્દ્વંદ્વ બન્યો છું. મને હવે કશું જ દુઃખ માત્ર રહ્યું નથી. મને પૂર્ણ શાંતિ મળી છે."

બિલ્હન ઠાકુરે કહ્યું: "શાંતિસુખ તો મનુષ્યના હૃદયમાં છે. લોકોને તે સુખની ખબર નથી. ભગવાને આ અમૃત, માટીની મટૂકીમાં ભરી રાખ્યું છે પણ તે અમૃત છે એવો કોઇને વિશ્વાસ બેસતો નથી. જ્યારે અથડાઇને મટૂકી ફુટી જાય ત્યારે તેમાંનું અમૃત ઢોળાઈ જાય છે અને પછી ઘણા દિવસ બાદ, અમૃતના એકાદ બિન્દુનો સ્વાદ મળે છે! આવી અજબ ચીજ બહુ સંભાળથી રાખી મૂકવી જોઇએ."

આ વખતે કેટલાંક બાળકો ગડબડ મચાવતાં કિલ્લામાં આવી પહોંચ્યાં. રાજાએ બિલ્હન ઠાકુરને કહ્યું: "સ્વામીજી, જુઓ, આ સર્વ મારા ધ્રુવ છે."

બિલ્હને કહ્યું: "જે એક ધ્રુવમાંથી આપને આટલા બધા ધ્રુવ મળ્યા તે એક ધ્રુવને આપ વિસર્યા નથી. હું એ જ ધ્રુવને લઈ આવું છું." ઠાકુરે બહાર જઈને ધ્રુવને કેડે બેસાડીને રાજા સમક્ષ આણ્યો. રાજાના ખોળામાં ધ્રુવ બેઠો. રાજાએ તેને હૃદય સરસો ચાંપીને કહ્યું: "ધ્રુવ!"

ધ્રુવ કાંઈ બોલ્યો નહિ. તે સ્તબ્ધતાથી રાજાના મુખારવિંદ તરફ જોતો બેસી રહ્યો. બહુ દિવસે પુનર્મિલન થતાં બાલકના નાનાશા હૃદયમાં ચિકિત્સા, કૌતુક અને સંકોચ ઉત્પન્ન થયાં હતાં. આખરે રાજાને કંઠે તે વળગી પડયો અને પોતાનું મુખ એમના સ્કંધ પર લપાવ્યું.

રાજાએ કહ્યું: " સર્વ રીતે મને આનંદ થયો. પણ નક્ષત્રે મને 'ભાઇ' કહીને બોલાવ્યો નહિ ! "

સુજા બોલ્યો: " મહારાજ, ઇતર લોક ભાઈની રીતે વ્યવહાર કરે; પણ પ્રત્યક્ષ પોતાનો ભાઇ જ કેવલ ભાઈની રીતે વ્યવહાર રાખે નહિ ! "

સુજાના હૃદયમાં ભાઈનો વ્યવહાર, કાળજામાં ખોસેલી કટારની પેઠે સાલતો હતો !

૪૫

સુજા સાથે જે ત્રણ બાળક હતાં, તે પુત્ર નહોતા; તેની પુત્રીઓ હતી. સુજા મક્કે હજ કરવા જવા માટે ચટગામ ગયો હતો પણ દુર્દૈવે વૃષ્ટિ થતાં તેને એકકે જહાજ મળ્યું નહિ. છેવટે હતાશ થઈને તે પાછો ફર્યો હતો. માર્ગમાં તેને કિલ્લામાં ગોવિંદમાણિક્યનો ભેટો થયો. સુજા કેટલાક દિવસ તે કિલ્લામાં રહ્યો. છેવટે તેને એવી ખબર મળી કે, બાદશાહી ફોજ હજુયે તેની શોધ કરી રહી છે. ગોવિંદમાણિક્યે તેને પૂરતાં માણસો સાથે સન્માનભેર આરાકાનના રાજા પાસે મોકલ્યો.

સુજાએ વિદાય થતી વખતે ગોવિંદમાણિયને એક બહુમૂલ્યવાન તલવાર ભેટ આપી.

રઘુપતિ, બિલ્હન અને ગોવિંદમાણિક્યની ત્રિપુટી, આ પછી, તે ગામના લોકોને સન્માર્ગે ચઢાવવાના યત્નો કરવા લાગી. એ કિલ્લામાં ક્રમશઃ વસતિરૂપ પ્રાણસંચાર થયો.

એ પ્રમાણે છ સાલ વીતી. છત્રમાણિક્યનું મૃત્યુ થયું. ગોવિંદ-માણિક્યને પુનઃ સિંહાસને વિરાજવા ત્રિપુરાના લોકોએ વિનતિ કરી.

ગોવિંદમાણિક્યે કહ્યું: "હું હવે ફરીથી ત્રિપુરામાં આવીશ નહિ."

પરંતુ બિલ્હન ઠાકુરે તેમને સમજાવ્યા: "મહારાજ, એવું ના કહો. ધર્મ સ્વતઃ દ્વાર પર આવીને હાંક મારે છે. એ વખતે એનો અનાદર કરવો ઉચિત નથી."

પોતાના વિદ્યાર્થીઓ તરફ જોઈને રાજા કહેવા લાગ્યા: "આટલા દિવસથી મેં આરંભેલું કાર્ય અને સેવેલી આશાઓ અધૂરાં રહેશે."

"આપનું આદર્યું હું પૂરું કરીશ." બિલ્હને કહ્યું.

રાજાએ કહ્યું: "તમે અહીં રહેશો તો ત્યાં મારાં કામ તમારા વિના બગડશે નહિ?"

બિલ્હને ઉત્તર દીધો: "હવે ત્યાં મારી કંઈ જ આવશ્યકતા રહી નથી. આપનાં ત્યાંનાં કાર્ય આપ સારી પેઠે સંભાળી શકો તેમ છો. સિવાય, ત્યાં તો, મારા કરતાં આપને રઘુપતિની વિશેષ સહાય મળશે; કારણ કે, તે રાજકાર્યકુશળ છે. હું કોઈક કોઈક વાર આપનાં દર્શને આવતો રહીશ."

રાજા ધ્રુવ અને રઘુપતિ સહિત પુનઃ ત્રિપુરા ગયા. ધ્રુવ હવે પ્રથમ જેવો અબોધ બાલક નહોતો રહ્યો. બિલ્હનની કૃપાથી તે સંસ્કૃત શીખ્યો હતો.

રઘુપતિએ પુનઃ પુરોહિતપદ સંભાળ્યું. રાજાએ રાજસિંહાસન સંભાળ્યું. એ બન્ને કાર્ય એક જ દિવસે થયાં ત્યારે રાજા દેવી મંદિરે દર્શનાર્થે ગયા. મંદિરમાં હવે હિંસા નામ રહ્યું ન હતું. જ્યાં ત્યાં અહિંસક સાત્વિકતા અને પવિત્રતાનાં દર્શન થતાં હતાં. દીપમાલાઓ

પ્રકટી હતી. લોકનાં થોક ઉભરાયાં હતા. જ્યારે પુરોહિતે દેવીની આરતિ ઉતારી ત્યારે ચોમેર જ્વલંત દીપમાલાઓમાં મહારાજાને એક ચહેરો દેખાયો. પ્રત્યેક દીપમાં એ ચહેરો દીપતો હતો. એ કોનો ચહેરો હતો? ધ્રુવની બહેન આનંદીનો એ ચહેરો હતો! જેની પ્રેરણા વડે, જેના મૃત્યુને લીધે, મહારાજાએ દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે, "જીવહિંસા મંદિરમાં નહીં કરૂં" એ આનંદી એ, ત્રિપુરારાજ્યમાંથી ભુવનેશ્વરી દેવીના મંદિરમાંથી કાયમને માટે હિંસાની બંધી કરાવી હતી. આનંદીએ સ્વતઃ મરીને ત્રિપુરાના મૂક પ્રાણીસમૂહને કાયમનું જીવતદાન અપાવ્યું હતું!

રાજાની દૃષ્ટિ ધ્રુવ તરફ ગઇ. રઘુપતિની સમીપ તે ઉભો હતો. મંદિરમાં અગાઉ જ્યારે આરતિ થતી ત્યારે જયસિંહ જ્યાં ઉભો રહેતો ત્યાં ધ્રુવ ઉભો હતો. ધ્રુવ રૂપે મૃત જયસિંહ પુનઃ રઘુપતિને મળ્યો છે, એમ મહારાજાને લાગ્યું. અને આરતિ પછી નિર્દોષ પ્રસાદ મેળવી, રાજા અને પ્રજા, પુલકિત વદને મંદિરેથી વિખરાયાં.

આરાકાનના રાજાએ સુજા સાથે વિશ્વાસઘાત કર્યો. એણે સુજાને મારી નાંખ્યો અને તેની પુત્રી સાથે લગ્ન કર્યાં. અભાગી સુજા પ્રત્યે આરાકાનના રાજાએ નિર્દય વર્તન ચલાવ્યું, એવું સાંભળીને ગોવિંદ-માણિક્યને દુઃખ ઉપજ્યું!

સુજાનું નામ ચિરસ્મરણીય રહે, તે હેતુથી પોતાને બક્ષિસ મળેલી સુજાની શાહી તલવારના બદલામાં પુષ્કળ પૈસા ખર્ચીને કોમિલ્લા શહેરમાં એક ભવ્ય અને સુંદર મસ્જીદ તેમણે બંધાવી. અદ્યાપિ તે "સુજાની મસ્જીદ" તરીકે ઓળખાય છે.

ગોવિંદમાણિક્યના યત્નથી અનેક ગામ નવાં વસ્યાં. મોટા મોટા

વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને રાજાએ પુષ્કળ ભૂમિદાન કર્યાં; અને તામ્રપત્ર પર તે બદલ સનદો આપી. કોમિલ્લાની દક્ષિણે બાતિસા નામના ગામમાં તેમણે એક મોટું તળાવ બંધાવ્યું અને એ સિવાય તેમણે ઘણાં પુન્યકાર્ય કર્યાં.

મહારાજા ગોવિંદમાણિક્ય ઈ. સ. ૧૬૬૯માં આ નશ્વર જગતનો ત્યાગ કરી સુરપુર સિધાવ્યા.

સમાપ્ત